# બાગો બાહર;

ઇયાને,

# ચાર દરવેશનો કિસ્સો.

---

# BAGH O BAHAR.

---

રચનાર

**શાકેરરામ દલપતરામ દીવાનજીના.**

"દુઃખને વખતે સબુરી પકડ"
"સબુરી મોરાદ બર લાવેછે."



**મુંબઈ**

એશિઆટીક પ્રેસ.

૧૮૭૧.

કીમત રૂ. ૧.

# બાગો બાહર;

ઈયાને,

# ચાર દરવેશનો કિસ્સો.

# BAGH O BAHAR.

રચનાર

**શાકેરરામ દલપતરામ દીવાનજીના.**

"દુઃખને વખતે સબુરી પકડ"

"સબુરી મોરાદ બર લાવેછે."



**મુંબઈ**

એશીયાટીક પ્રેસ.

૧૮૭૧.

કીંમત રૂ૦ ૧.

# સૂચના.

આપણા દેશીઓ પોતાના સારા દીવસના કંટાળા ભરેલા ધંધામાંથી છુટા થયા પછી, પોતાનો વખત ગમતમાં કાહાઢવા સારૂ, મગજને ઘણી મેહેનત નહીં પોહોંચે એટલે વીચાર શક્તીની ઘણી જરૂર નહીં પડતાં સેહેલથી સમજાઈ શકે એવી સાદી અને સલીશ ઇબારતમાં રમુજી પુસ્તકો વાંચી, પોતાની ફુરસતનો વખત કાહાઢવાની ખાહેશ રાખેછે એ વાત સઉ કોઇને અંજાણ નથી. આહવી તરેહના ગ્રંથની મોહોટી ખોટ છે, અને તે ખોટ મટાડવાને ઇરાદે હમો ખાસોઆંમની જનાબમાં આ નાહાનું પુસ્તક મુકવાની કોશીસ કરીએ છઇએ. સઘળી ભાશામાં એવાં પુસતકો હોયછે. ગુજરાતી ભાશામાં પણ રમુજ આપે એવાં પુસ્તકોની ખોટ નથી, તોપણ તેમાંના ઘણાં ખરાં કવીતા રૂપમાં છે, અને સમજવામાં ઘણી મેહેનત અને મુશકેલી પડેછે. સારા દીવસના ધંધાથી કંટાળાઈ ગયેલાં દીલને ઓર વિચાર કરી, આસાએશ આપવાને બદલે, મુશકેલ ગ્રંથો વાંચી મેહેનત આપવી, એ તંદુરસતીને આડે આવેછે.

આ કીતાબમાં શુધ્ધાશુધ્ધ પર ધ્યાન આપવામાં આવ્યું નથી તેનું કારણ એટલુંજ છે કે, જે લોકો જોડેલા અક્ષર ઝાઝા વાંચી શકતા નથી તેઓને પણ એ કીતાબ વાંચવામાં હરકત પડે નહીં. રચનાર આશ્યા રાખેછે કે, શુધ્ધ વાંચનારાઓ શુધ્ધાશુધ્ધનો ઠપકો રચનારને ન આપતાં પોતે આ કીતાબ સુધારીને વાંચશે.

# બાગો બાહર;

યાને,

# ચાર દરવેશનો કિસ્સો.



એ કીસ્સો અમીર ખુશરો દેહેલવીએ પોતાના પીર હજરત નીજામુદીન ઓલીઆ જરજરી બખશવાળા કે જેની દરગાહ દીલ્લીથી ત્રણ કોસ દુર, મતીઆ દરવાજા આગળ, લાલ બંગલાની પાસે છે, તેનો બીમારીનો વખત ખુશીમાં ગુજારવાસારૂ ફારસીમાં બનાવી વાંચી સંભળાવ્યો હતો. એનો તરજુમો ઉરદુ જુબાનમાં સને ૧૮૦૧માં અને ગુજરાતીમાં સને ૧૮૬૩માં થએલો છે.

## કિસ્સાની શીરૂઆત.

મુલકે રૂમના ઇસતમબોલ શેહેરમાં આજાદબક્ષ નામનો આગલા જમાનામાં પાદશાહ હતો. તે પોતાનું રાજ ઘણી સારી નીતીથી ચલાવતો હતો, અને રઇઅત ખુબ આરામથી પોતનો વખત ગુજારતી હતી. પણ પાદશાહને કંઇ ફરજંદ નોતું એટલીજ માત્ર ખામી હતી. એક રોજ પાદશાહે આઇનામાં જોવાથી પોતાની મુછનો એક બાલ સફેદ નજર આવ્યો તે ઉપરથી તેના દીલમાં

આવ્યું કે, મોતનું પેગામ આવીચુકું, ને ગાદીનો વારસ કોઈ નથી તેથી તમામ પાદશાહત બીજાના હાથમાં જશે; વાસતે બેહતર એજછે કે, દુનીઆદારી છોડી એક ગોશે બેસી ખુદાની બંદેગી કરવી. આ વીચાર ઉપરથી પાદશાહે પોતાનો સઘળો કારભાર વજીરો અને ઉમરાવોને સોંપ્યો, અને પોતે એક ઇલાહિદા મકાનમો જઈ ખુદાની બંદેગી કરવા લાગ્યો. આ ખબર લોકોમાં જાહેર થતાંજ ફીસાદી લોકોએ માથું ઉઠાવ્યું, ને મુલક વેરાન કરવા માંડ્યો, તે જોઇને વજીરો અને અમીરો ઘભરાયા અને બીરદમંદ નામના જુના બુજર્ગ વજીર પાસે જઈ તમામ હકીકત જાહેર કીધી. તે સઘળાઓને સાથે લઇ પાદશાહ તરફ ગઓ, ને ઓજાસાથે પાદશાની કદંમબોસી કરવા જવાની અરજ કરાવી. પાદશાહે તેને જઇફ અને અકલમંદ સમજી પોતાની પાસે બોલાવ્યો. બીરદમંદ પાદશાની હજુરમાં ગયો, ને જોયું તો પાદશાહ જરદ થઈ ગયેલો દીઠો તેથી અફસોસ કરી અરજ કરવા લાગ્યો કે, ખાવીંદે એ મુજબ કરવાનો શું સબબ છે. તેણે જવાબ દીધો કે, મોતનું પેગામ આવીચુકું, ને મારો કોઈ વારસ નથી તેથી મુલક વેરાન થવાની મને ફીકર નથી. મારૂં મનતો પાહાડ અને જંગલોમાં જઇને રેહવાનું છે. અકલમંદ વજીર બોલ્યો કે, તે કામ ફકીરોનું છે. પાદશાહેતો રઇયતને આરામથી રાખવી, અને અદલ ઇનસાફ આપવો એજ તેનું કામ છે, અને તેજ સબબને સારૂ ખુદાએ તેને જનમ આપેલો છે; અને તે બાબદનો જવાબ તેઓએ કયામતને દીવસે આપવો પડશે. માટે મારી સલાહ એછે કે, પોતાનું કામ વાજબીરીતે ચલાવવું અને દીલ ખુદાતરફ રાખી તેની

તરફથી કદી નાઉમેદ થવું નહીં. તેનાં ઉપર એતકાદ રાખવાથી તે તારી ઉમેદ હાંસીલ કરશે. પાદશાનાં દીલમો આ વાત ઉતરી અને બીરદમંદને ફરમાવ્યું કે, આવતી કાલે દરબારમો તમામ અમીર ઉમરાવો અને વજીરોને હાજર રાખવા, ને હું પણ આવીશ. બીરદમંદ વજીરે પાદશાહ પાસેથી રૂખસત લઈ બાહાર દીવાનખાંનામો આવ્યો અને પાદશાના ફરમાનની તમામ લોકોને ખબર આપી. બીજે દીવસે દરબાર ભરાયું અને તમામ વજીરો અને અમીર ઉમરાવો હાજર થયા અને પોતાના કરીના મુજબ અદબસર ઉભા રહ્યા. પોહોર દીવસ ચઢતે પાદશાહ દરબારમો દાખલ થઈ તખત ઉપર બેઠો અને બપોર સુધી કામકાજ કરી કચેરી બરખાસ્ત કીધી. અને દરરોજને સારૂ બપોરસુધી દરબાર કરવું ને બાકીનો વખત ખુદાની બંદગી અને કીતાબોનો સૈર કરવામો ગુજારવાનો ઠરાવ કરયો. એક દીવસે કીતાબમો એવું વાંચવામો આવ્યું કે, "કોઈને ગંમ પેદા થાયે અને તેનો કઇ ઈલાજ સુજે નહીં તો તે વાત પોતાના નસીબાને સોંપે, ને પોતાથી નાતવાન લોકોને જોઈને તેને સારૂ પોતે અફસોસ કરે." આ વાત પાદશાની નજરમો બીરદમંદ વજીરની કહેલી વાતને મળતી આવી તેથી પોતાના મનમાં નીશચે કરયો કે, રાતના ફકીરોના તકીયામાં અથવા ખુદાપરસ્ત જગેમાં ફરવું. એક દીવસ રાતના પાદશાહ, જાડો સાદો પોશાક કરી દરવાજા બાહાર નીકળ્યો અને એક કબરસ્થાનમાં જઈ ઈબાદત કરવા લાગ્યો. એટલામો દુર એક રોશની તારાની મીસાલની જોવામો આવી. પાદશાહ તે તરફ ગયો, ને જોયું તો ચાર ફકીરો કફની પેહરીને, માથાં ગુઢણ ઉપર મુકીને, ઓકાખાતા તેની નજરે

પડયા. તેઓની આગળ પથ્થર ઉપર એક દીવો બળતો હતો. પાદશાને એકીન આવ્યું કે, એ લોકોથી મારી ઉમેદ હાંસીલ થશે. પણ પોતે જાહેર નપડતાં એક ગોશામાં મુગો બેસી તેઓની ચ-ક્યાર જોવા લાગ્યો. એટલામો એક ફકીરને છીંક આવી તેના આવાજથી બીજા ત્રણે ફકીરો હબકી ઉઠયા અને હોશીઆર થયા. ત્યારે તે કેહેવાલાગ્યો કે, ભાઈઓ આજે આપણે ચારે દરદી-ઓ આ જગે એકઠા થયા છીએ ને કાલની કઈં ખબર નથી. રાત લાંબી છે; વારતે આપણે આપણો એકબીજાનો હેવાલ જાહેર કરવો જોઈએ. તે ઉપરથી બીજા ત્રણે ફકીરો બોલ્યા કે, એ ભાઈ તું તારોજ હેવાલ અવલ જાહેર કર.

---

## વાત પેહેલી.

### પેહેલા ફકીરનો હેવાલ.

એ ફકીર કેહેછે કે, હું મુલકે એમનના સોદાગર ખોજા હે-મદનો છોકરો છઉં. મારા બાપને બે ફરજંદ હતાં તેમાં એક હું અને એક મારી બેહન કે જેની શાદી મારા બાપે પોતાની હયા-તીમાં બીજા મુલકના સોદાગર સાથે કરી હતી. હું ચઉદ વરશની ઉમરમાં બધ્ધા ફનથી વાકેફ થઓ, બાદ મારાં માબાપ એકજ વરશમાં ગુજરી ગયાં. મને તેનો ગંમ ઘણોજ લાગ્યો, મગર મારાં સગાંવાહલાંએ ચાલીશમે દીવસે ફાતીયો કરવા બાદ, મને દીલાસો આપ્યો; ને મારા બાપની પેહેડીનું કાંમ ચલાવાની ઈતલે આપી.

સબબ મેં મારૂં દીલ સુસ્ત કરી મારા બાપની દોલત તપાશી જોઈ તો તે બેસુમાર માલુંમ પડી. થોડા દીવસમાં મને દોસ્ત આશ્નાવો મળ્યા ને તેની સોબતથી હું રંડીબાજી અને શરાબબાજીમાં ગીરફતાર થયો. આખરે મારી દોલત નોકરો, ચાકરો અને દોસ્તો લુટી ગયા, ને હું મુફલીસ થઈ ગયો—એવોકે તંન ઉપર કપડું નહીં, ને ખાવાને એક ટુકડો નાનનો પણ મેસર થતો નોતો. મારો બાપ ગુજરી ગયા પછી મેં મારી બેહન સાથે કઈ સલુક કરચું નોતું તેથી તેની તરફ જવાનું બીલકુલ દીલ થતું નોતું; મગર લાચારીથી હું તેની તરફ ગયો. તે મારી હાલત જોઈ ઘણી નાખુશ થઈ. મને એક ઈલાહિદું મકાન રેહવાને આપ્યું, ને મારી ઘણીજ બરદાસ્ત કીધી. એક રોજે તેણે મને ધંધો રોજગાર કરવો કે જેથી આપણા બાપનું નામ કાયમ રેહે એવી સલાહ આપી. બાદ તેણે મને પચાશ થેલી અશરફીની આપી અને તે શેહરનાં સોદાગરો દમક શેહર તરફ રોજગાર સારૂ જતા હતા તે ઓની સાથે જવાને કહ્યું. હું તેમાંનાં એક સોદાગરને જઈ મળ્યો અને મારો અવેજ પણ તેની સાથે તરીએ રસ્તે રવાને કરચો, ને હું મારી બેહન પાસેથી એક ઉમદા ઘોડો અને વાટખરચી લઈ પગ રસ્તે નીકળ્યો. થોડી રાત જતાં દમક શેહર આગળ જઈ પોહોંચ્યો; પણ શેહેરના દરવાજા બંધ થઈ જવાથી અંદર જઈ શક્યો નહીં તેથી કોટની દેવારની એક બાજુએ મુકામ કરચો. અરધી રાતને વખતે તે દેવાર ઉપરથી એક પેટી ઉતરતાં મેં જોઈ. હું તાજુબ થયો, ને તે તરફ જઈને જોયું તો, તે પેટીમા એક ખુબસુરત ઓરત જખમી થએલી અને આંખમાંથી આંસું નીક-

જેછે હેવી માલુમ પડી. તે આહીસ્તેથી હાય મારી બોલીકે, "એ પ્યાર! ભલાઈ અને મોહબ્બતનો બદલો એવોજ જોઈએ. હજુ એક જીયાદે જખમ માર. આપણો બંનેનો ઈનસાફ હકતાલાને સોંપ્યો છે." બાદ મને કહ્યુંકે, હું આજની રાતની મેહમાંન છઉં, અને મુવા પછી પેટી સુધાં મને દફન કરજે. તેનું આવું બોલવું થયા બાદ, હું તે પેટી મારા બીછાનરા ઉપર લાવ્યો, અને બામદાદ થતાં દરવાજો ખુલવાથી હું તે લઈને શેહરમાં ગયો. તીઆં એક મકાન ભાડે રાખી તેના એક ઓરડામાં તે માશુકને પેટીમાંથી કાઢી બીછાના ઉપર સુવાડી અને તેની ખીદમતમો એક ઈલાહેદું આદમી નીમ્યું. શેહરમાં તપાશ કરતાં ઈશા નામનો એક હજામ જરાહી કામમો નામાંકીત કેહેવાતો હતો તેને ઘેર હું ગયો ને તેને કહ્યુંકે, મારી ઓરતને અને મને ચોર લોકોએ લુટી લીધાં; ને ઓરતને જખમી કરીછે માટે મારી સાથે ચાલ. તેણે મારી સાથે આવી ઓરતને જોઈ અને તેના જખમો લીમડાના પાણીથી સાફ કરાવ્યા, અને મલમ પટા જારી કરયા. એ અરસામો પેલો સોદાગર અવેજ લઈને તે શેહરમો આવી પોહોંચ્યો. હું તેની પાસે ગયો અને અવેજ ખપાવી તેના પૈસા આવ્યા તે પેલી માશુકની દવાદારૂમાં વાપરવા લાગ્યો. કેટલીક મુદત ગુજરયા બાદ મારી પાસેના પૈસા ખુટીગયા એવું સમજી, તે માશુકે મને એક ચીઠ્ઠી લખી આપીને કહ્યું કે, શેહરના દરવાજા પાસે એક ચબુતરોછે ત્યાં નજદીક એક ગલીમાં એક હવેલીછે તેમાં શીદીબાહાર રેહેછે તેને જઈને તે આપ. મેં તે મુજબ અમલ કરવાથી તે શીદીએ મારી સાથે અગીયાર ટોડા જર ભરેલા પોતાના ગુલામ

સાથે મોકલ્યા, તે મેં માશુક આગળ રજુ કરવાથી તેણે તે મારી પાસે રખાવી તેમાંથી ખરચ ચલાવાનું ફરમાવ્યું. હું એ બાબતનો કંઇ ભેદ સમજ્યો નહીં. એક દીવસે તે નાજનીએ આરામ થયા બાદ ફરમાવ્યું કે, બે ટોડા અશરફીના લઇને ઇશુક શોદાગરની દુકાને જા, ને ત્યાંથી બે જરી પોશાક ખરીદ કરી લાવ. મેં તેની દુકાને જઇ પોશાક ખરીદ કર્યો, તે વખત તે સોદાગર મારી સાથે મોહોબતની વાતો કરવા લાગ્યો, ને મને જીયાફત આપવાનું કહ્યું. પોશાક ઘેર મુકી આવી, પાછો આવાનું કહી, હું મુકામ ઉપર ગયો, ને પેલી માશુકને પોશાક આપી જીઆફતની હકીકત જાહેર કરી. તેણે મને રજા આપવાથી હું સોદાગરને ઘેર ગયો. તે મને એક બાગમો લઇ ગયો, ને તેમાનાં એક ઘણા સરસ બંગલામો બેસાડયો; અને મારો પોશાક બદલાવી મારી સાથે શરાબબાજી કરવા લાગ્યો. થોડીવાર પછી મીજલસમાં ચાર છોકરા આવ્યા અને ગાંનતાન કરવા લાગ્યા. આવો ખુશીમાં વખત ગુજરતો હતો એટલામાં પેલા સોદાગરે પોતાની માશુકને બોલાવાનું મને પુછ્યું. મેં તે વાત કબુલ કરવાથી તેણે એક પરદા તરફ નજર કરી એટલે તેમાંથી એક ઓરત આવી અને સોદાગરની ગોદમો બેઠી. તે એવીતો બદસુરત હતી કે, તમામ મીજલસના લોકોને તેને જોઇને કંટાળો આવ્યો. આ મુજબ ત્રણ દીવસ સુધી દીદબાજી કરી, ચોથે દીવસે હું મારો પોશાક બદલી અસલ પોશાક પેહરી સોદાગરથી રૂખસત થઇ મારા મુકામ તરફ રવાને થયો, ને જે તમામ હકીકત બની હતી તે પેલી માશુકને જાહેર કીધી. તેણે તે સોદાગરને જીઆફત આપવાનું ફરમાવાથી હું તેને બોલા-

વા ગયો; અને તેને સાથે લઇ પાછો આવી જોઉં છઉં તો મારી નજરે એક તીલિસમાં જેવું માલુમ પડયું. મારો મુકામ આરાસ્તે જોવામાં આવ્યો. રૂમરૂમાં ગવાઇયા અને તવાયેફો દેખાયાં. વળી પાદશાઇ ખાનું તરે તરેના શરાબો સાથે તઇયાર જોવામાં આવ્યું. આવી એકદમ તૈઆરી થએલી જોઈ હું તાજુબ થયો; પણ પેલી નાજની જોવામાં આવી નહીં. હું ધુંડવા લાગ્યો પણ કોઇ જગે તે દીઠામાં આવી નહીં. આખરે બબરચીખાનામો જઇ જોયુંતો તે સાદો પોશાક પેહરી તમામ કારભાર કરતી માલુમ પડી. તેણે મને જોઈને કહ્યું કે, તારા મેહમાનને એકલો મુકી મારી પાસે આવ્યો એ કામ નાલાયકીનું છે; માટે તેની પાસે જા ને તેની માશુકનેબી બોલાવાનું તેને કેહે. હું દીવાનખાનામો ગયો અને તમામ મીજલસ સાથે શરાબબાજી કરવા લાગ્યો, ને સોદાગરને તેની માશુકને બોલાવાની અરજ કરી. તેણે તેને બોલાવી મંગાવી અને પોતાની નજદીક બેસાડી. તમામ મીજલસ તેને જોઈ કેહવા લાગી કે ઇશક એવીજ ચીજ છે કે, આ ચુડેલની માસાલની ઓરત ઉપર આ સોદાગર ફીદાફીદા થઇ ગયો છે. અમોએ ત્રણ દીવસ મજેદારીમાં ગુજારેયા. ચોથે દીવસે તમામ મીજલસ શરાબથી મસ્ત થાઈ અને બધા બેહોશ થઇ ગયા. બીજે દીવસે થોડો દીવસ ચઢતાં હું હોશમો આવ્યો ને જોઉંચ તો તે જગે ઉપર કોઇ માલુમ પડયું નહીં. તપાસ કરતાં એક કોઠડીમો કાળી કામળી નજર આવી તે ઉંચકી જોતાં તેમાં પેળી બદસુરત ઓરત અને સોદાગર વગર ધડના દેખાયાં. હું તે જોઈ ગભરાયો ને આસપાસ ફરવા લાગો એટલામો એક ખોજો નજર આવ્યો. મેં તેને પુછયું

પણ તેણે તે બનાવનો ખુલાસો કર્યો નહીં. મગર મારા ઉપર રેહેમ લાવી મારી માશુક ક્યાં હતી તેનો પત્તો બતાવીને પોતે પેલી લાશોને દફન કરવાની તજવીજમાં મશગુલ થયો. હું ઘભરાઇને ત્યાંથી નીકળી એક ગલીમાં ગયો અને સારી રાત ત્યાં પડી રહ્યો. સહવાર થતાં એક મકાન નજર આવ્યું ને તેની પાસે એક સુરાખ જોઓ તેમાં હું ઘુસ્યો. ત્યાં પેલી નાજની નજરે પડી. એટલામો એક ખોજાએ આવી મને એક મસજીદ બતાવી અને તેમાં જઇ ખુદાની બંદગી કરવાનું ફરમાવ્યું. હું ત્યાં જઈ ઇબાદત કરવા લાગ્યો. રાતને વખતે તે ખોજો મસજીદમાં આવ્યો અને મારો હાથ પકડી બાગમો લઈ જઈ એક જગે બેસાડયો, ને પોતે પેલી નાજની સાહેબેહુશૈન પાસે જઇ મારી હકીકત જાહેર કીધી. તે પરીજાદી મારી તરફ આવીને મારી આજીજી કરવા ઉપરથી તેણે પોતાના ખોજાને સાત તોડા અશરફી આપી મને મારે મુલક રવાને થવાનું ફરમાવ્યું. હું તેની જુદાઈ થવાને લીધે હાય મારવા લાગ્યો ને બોલ્યો કે, એ પરીજાદી તું મને તારી ખીદમતમો રાખ. ત્યારે તેણે ગુસ્સે થઇ જવાબ દીધો કે, તેં મારી ખીદમત કરીછે તેથી જીવતો જવા દઉં છઉં નહીંતો તને મારી નાખત. હું લાચાર થઇને ત્યાંથી નીકળી ગલીદરગલી દીવાનાની માફક ફરવા લાગ્યો, ને બીમાર પડવાથી પેલી મસજીદની દેવાલ આગળ આવીને પડયો. જુમેરાતને દીવસે પેલો ખોજો તે મસજીદમો નીમાજ સારૂ આવ્યો, ને મારો આવાજ સાંભળી મારી પાસે આવી મારો હેવાલ જોઈ મને પાલખીમો નાખી પેલી નાજની પાસે લઈ ગયો. પણ તેણે મને બીમારીથી બદલાઇ ગયલો જોઈ ઓળ-

બ્યો નહીં. બાજાએ મને ઓળખાવ્યો ને કહ્યુંકે તું એના ઉપર રેહમ નજરે જો. તેજ વખત તેણે હકીમને બોલાવ્યો. તેણે આવી મને જોઇ કહ્યું કે, એ આદમી ઇશકનો મારચો તબા થયેલો છે, ને તે પોતાની માશુક સાથે એખલાસ કરવાથી સારો થશે. બીજો એનો ઇલાજ નથી. આ વાત સાંભળી પરીજાદીએ મને પાક-સાફ બનાવી પાદશાઇ પોશાક કરાવી રૂબરૂમાં બોલાવ્યો, ને નજુમીને બોલાવી નેક દીવસ સહી કરી, તે દીવસે કાજીને બોલાવી મારી સાથે નીકા કીધો. અવલથી જેવો રંજ ખેંચ્યો તેવીજ પાછળથી હકતાલાએ મારી ઉપર રેહેમ બક્ષી.

મારા દીલમો અંદેશો હતો કે, એ સાહેબે હુસેન કોણછે અને પેલો હબશી કે જેણે ચીઠ્ઠી વાંચી અશરફીના તોડા તુરત મોકલી દીધા તે કોણ હતો. તથા પેલા જવેરી અને બદસુરત ઓરતને સાવાસતે ઠોર મારી, મને પશેમાની ઉતરાવી, તથા એ નાજનીનને જખમ કોણે માર્યા. આ વાતો જાણવાને હું ઇનતેજાર હતો તેથી મારી શાદી થવાને આઠ દીવસ ગુજર્યા પણ મેં તે માશુક સાથે બગલગીરી કરી નહીં. એક રોજ રાતના ખાબમો ઇનિજાલ થવાથી મેં લોંડી પાસે પાણી માગ્યું, તે સાંભળી મારી માશુક હસીને કેહેવા લાગી કે, તને ખાબમાં કઇ ઓરતે લલચાવ્યો. મેં તેનો કઇ જવાબ દીધો નહીં. કેટલાએક દીવસ બાદ મને માશુકે તાનો મારચો કે, તું મરદીની કઉઅત ધરાવતો નોતો ત્યારે સાવાસતે શાદી કીધી. મેં જવાબ દીધો કે, મારે અવલ કેટલીએક વાતોથી વાકેફ થવાની ખાહેશ છે તે હજુ પુરી પડી નથી. તેણે કહ્યુંકે તે સાંભળવામો બીલકુલ ફાયદો

નથી એવું મેં તને અવલથી સુચવ્યું છે. આખરે મારા આગ્રહ ઉપરથી તેણે મને નશીહત કરી બયાન કરવા માંડયું.

પરીજાદી કેહેછે કે, હું દમેશક શેહેરનાં પાદશાની બેટી છઉં, ને પેદા થઈ તે દીવસથી તે ઉમરે લાયક થઈ ત્યાંસુધી સુખમાં ઉછરી છઉં. એકરોજ હું બીમાર થવાથી બધા લોકો નાખુશ થયા, તે વખત મારો ભેદનો જાણનાર એક નિમકહલાલ ખોજો હતો તેણે મને વરકુલ-ખ્યાલનો શરબત પીવાનું કહ્યું. મેં તે લાવવાનું ફરમાવ્યાથી તે ખોજો એક છોકરા પાસે સુરાહીમાં ભરાવી લાવ્યો. તે મને પસંદ પડયો. અને મને તે હમેશ લાવીને પાવાનું ફરમાવ્યું તે મુજબ ખોજા છોકરાપાસે સુરાહી લેવાડી મારી પાસે આવતો હતો. તે છોકરો ખુબસુરત હતો તેથી હું તેની ખુશ મસકરી કરતી હતી. તે મારી મરજી મુજબ ચાલતો. મેં તેને પોશાક વગેરે ઇનામ આપ્યાછતાં તે ખરાબ પોશાકે મારી પાસે આવતો હતો. એક દીવસ મેં તાકીદ કરી તીયારે બોલ્યોકે, મને મળેલું ઇનામ મારા ઉસ્તાદે છીનવી લીધું છે તેથી ખરાબ પોશાક પેહરૂં છઉં. મેં બીનકેર ખોજાને બોલાવી તે છોકરાને સોંપો ને કહ્યું કે, એ છોકરાને અદબ આદાબ સીખવ ને સારો પોશાક પેરાવી મારી પાસે મોકલ્યા કર. બાજેસરાએ તેને પાસે રાખવાથી થોડા દીવસમો તે છોકરો સારીપેઠે તરબીયત થયો: અને તેનું બોલવું મને પસંદ પડવાથી હમેશે હું તેને મારી પાસે રાખવા લાગી. કેટલીએક મુદત બાદ તે છોકરો ઉમરે લાયક થયો. તે વાત દરબારમો માલુમ પડવાથી તેને મારી પાસે આવતો બંધ કીધો. એ વાતથી મારૂં દીલ નાખુશ થયું, મગર તે છોકરાની સારી

હાલત થવાસારૂ મેં ખોજાને ફરમાવ્યું કે, તું એક હજાર અશરફી તે છોકરાને આપી તેની પાસે બજારમો એક દુકાન મંડાવ અને સોદાગરીનાં હુનરથી તેને વાકેફ કર, અને મારા મેહલ નજદીક એક મકાન તેને બાંધી આપ એટલે તે પોતનો વખત ખુશીમાં ગુજારે. ખોજાએ તે મુજબ અમલ કરયો. એ છોકરાની દુકાનની વાત શેહરમો ફેલાઇ અને ઘણી તારીફ થવા લાગી. પાદશાહ અને અમીરોને એ દુકાન શીવાએ બીજી દુકાનેથી ઉમદા સામાન મળતો નોતો. એવો એ દુકાનનો મોહોબો રોજબરોજ વધતો ચાલ્યો. અને એ છોકરો શેહરમો સોદાગર અથવા જવેરી એ નામથી ઓળખાવા લાગ્યો. મારૂં મન તેને જોવાને ફીદા રેહતું હતું તેથી ખોજાની મારફતે તેના મકાનથી તે મારા મેહલસુધી એક શણુંગ તઇયાર કરાવી, ને હું રાતનાં તેને ઘેર જતી ને સારી રાત તેની શાથે એશો અશરતમાં અને શરાબબાજીમાં ગુજારતી હતી; ને બામદાદને વખતે ખોજા સાથે પાછી મારે ઘેર આવતી હતી. એક દીવસે ખોજાને મોકલી તેને બોલાવી મંગાવ્યો. તે ઉદાસ દેખાવાથી મેં પુછ્યું કે, સાવાસ્તે ઉદાશ છે. તેણે ઉત્તર આપ્યો કે, મારા મકાન પાસે એક બાગ અને એક લોંડી એ રીતે બંને સાથે વેચાયછે, તેમાં બાગની કીંમત એક લાખ અને લોંડીની કીંમત પાંચ લાખ રૂપીઆની છે. મારી પાસે એટલો ખજાનો નથી તેથી તેની ફીકરમાં ગીરફતાર છઉં. પાદશાજાદીએ તેજ વખત ખોજાને હુકમ આપ્યો કે, મારા ખજાનામાંથી એટલુ નાણું લઇ જઇ એ બંને ચીજો ખરીદ કરી એ જવેરીને હવાલે કર. ખોજાએ તે મુજબ અમલ કરી કાજીની

સહી મોહરનાં ખત કરાવી તે ઝવેરીને હવાલે કીધાં. બાદ તે ઝવેરી દસતુર મુજબ આવજા કરતો હતો, અને દીદબાજી ચાલતો હતી. એક દીવસે મને તે ઝવેરીનો નવો બાગ જોવાનો શોખ થવાથી હું ત્યાં ગઇ, ને ઝવેરી પણ ત્યાં આવ્યો. અમો બંનો બાગમો સેર કરતાં કરતાં બંગલાની અગાસીમો ગયાં, ત્યાં પેલી બદમક્કાર શરાબનાં પ્યાલાં લઇને આવી. અમોએ શરાબ પીધા બાદ ઝવેરી મારી અદબ ન રાખતાં તે લોંડી સાથે બદકાર કરવા લાગ્યો. આથી મારૂં દીલ રંજ થયું. હું ત્યાંથી ઉઠી ચાલવા લાગી એટલે ઝવેરીએ જાણ્યું કે, હું ગુસ્સાથી જાઉં છઉં, એમ વીચારી મારે ગળે લપટી પગપર પાઘડી મુકી આજીજી કરવા લાગ્યો, ને ફરીથી શરાબ લાવીને પાયો. હું બેહોશ થઇ એટલે મને માદરજાદ કરી, તરવારથી જખમો મારચા. હું થોડી હોશીયારીમો આવી ત્યારે બોલી કે, હવે તું પેલી બદશીકલની લોંડી સાથે ખુશહાલ રેહે. બાદ તેણે મને બેજાન થવાને ગરીબ સમજી પેટીમાં ઘાલી, અને તે પેટી દેવાર ઉપરથી લટકતી મુકી. તારા જોવામો તે આવ્યાથી તું મારી પાસે આવ્યો અને મારી જીંદગી બચાવી.

જે હબશીએ અશરફીનાં તોડા મોકલ્યા તે મારો ખજાનચી હતો. તેણે મારો રૂકકો વાંચી હું હયાત છઉં એવી ખબર મારી માને આપી, અને તેણે તને અશરફીની થેલી આપી રવાને કીધો હતો. તારી સાથે બે થેલી મોકલી પોશાક ખરીદ કરી મંગાવ્યો તે એજ મુજી ઝવેરી હતો. તેણે તને જીયાફત આપ્યા બાદ મેં તારી પાસે તેને જીયાફત આપવા બોલાવ્યો. તેને તું

તેડવા ગયો એટલે હું મારી મા પાસે ગઈ. તે વખતે મારો બાપ દસ્તુર મુજબ આઠ માસની મુસાફરીએ ગયો હતો. મારી માંએ ગોદમેં બેસાડી તાનો મારચો કે, તું મારે પેટે પેદા નહીં થઈ હોત તો બેહતર. એ રીતે ઘણા બદ સુખનો કહી શીખામણ દીધી. મેં મારી ગુજરેલી હકીકત બયાન કરી કહ્યું કે, મેં માબાપને એબ લાગે એવું કામ કરચું નથી. હવે મને રજા આપ કે, પેલા ઝવેરી અને લોંડીને જીયાફત સારૂ બોલાવ્યાંછે તેનાથી મારા ઉપર ગુજરેલા જુલમનો બદલો લઉં. મને તેણે રજા આપી અને ખોજા નોકરો અને બબરચીઓને એક ખોજા સાથે મારા મકાન ઉપર રવાને કર્યાં. હું પાછી ત્યાં આવી એટલામાં ખાનું વગેરે તઈઆર કરચું, અને મીજલસ આરાસ્તે કીધી. ઝવેરીને લઈને આવ્યા બાદ તેણે તેને તે લોંડીને બોલાવાની સલાહ આપી. તે લોંડી જીયાફતમો દાખલ થયા બાદ જે જાલંમ દારૂ મોકલ્યો તે સઘળાઓએ પીધો; અને તને મેં દારૂ પીવાની મને કર્યા છતાં તેં પણ તે પીધો. જ્યારે બધ્ધા કેફમો ગરક થયા ત્યારે જલ્લાદને બોલાવી એ નાતરસ ઝવેરી અને લોંડીના શીર ધડથી જુદાં કરાવ્યાં.

આ મુજબની હકીકત તારી ખાહેશ ઉપરથી મેં બતાવી. હવે મારી સલાહ એજછે કે, આપણે બંનેએ આ શેહરમાં રેહવું વાજબી નથી. વાસ્તે બે ખુબસુરત અને જલદ ઘોડા તઈયાર કરાવ. મેં તે મુજબ અમલ કર્યા બાદ પાદશાજાદીએ મરદાને પોશાક કર્યો, ને હથીયારો કમરે બાંધ્યાં. હમો બંનો ઘોડે સવાર થઈ શેહેર બાહાર નીકળી પડયાં. બામદાદ થતે એક નદી

ઉપર જઈ પોંહોંચ્યાં. ત્યાં ખાનું ખાઈ, જરા આરામ લઈ, આગળ ચાલ્યાં, એટલામાં એક મોટું જંગલ આવ્યું તે છોડી આગળ જતાં દરીઆ કીનારે આવ્યો; પણ કીશની અથવા બીજી કઈ ઉતારાની જગો માલુમ પડી નહીં. બાદશાજાદી થાકી જવાથી મેં તેને એક આલીશાન પીપળાના ઝાડ તળે આસાયેશ આપી, અને હું તેની રજા લઈને રસ્તો ઢુંડવા નીકળ્યો. પણ જ્યારે કોઈ જગેથી રસ્તો માલુમ પડયો નહીં, ત્યારે પાછો પાદશાજાદી તરફ આવીને જોઉછતો ત્યાં તેને દીઠી નહીં. મને ઘણો ભારી ગંમ પેદા થયો તેથી બદનને ખાક લગાડી ફકીરી અખતીયાર કરી જગે બજગે તલ્લાસ કરતો તેનાં શેહરમાં પાછો આવ્યો; પણ તજવીજ કરતાં તેનો પત્તો કેથે લાગ્યો નહીં. આખરે મેં મારા મનથી મરવાનું ધારી જંગલ તરફ ચાલ્યો. દુરથી એક પાહાડ નજર આવ્યો. હું તેના ઉપર જઈ પોંહોંચ્યો અને તે ઉપરથી ઝંપલાવવાને તઈયાર થયો એટલામાં ગેબથી મારી પુઠ ઉપર એક લીલાં કપડાં પેહેરેલો ઘોડેસ્વાર આવી પોંહોંચ્યો, અને તેણે મારો હાથ પકડી બોલ્યો કે, સાવાસતે નાહેક જાન ખોએછે. હકતાલાની કુદરત કઈ ઓરજછે. નાઉમેદ ન થવું જોઈએ. થોડા દાહાડાના અરસામાં તારા જેવા ત્રણ ફકીરો તારીજ મીસાલની આફતમો આ જગોપર તારા જેવુંજ કાંમ કરવાને આવ્યા હતા, અને તેઓ હાલ મુલકે રૂમમાં ભટકે છે. જા બેવકુફ, તું તેઓની મુલાકાત લે, અને ત્યાં આજાદબક્ષ પાદશાહ પણ આફતજદે છે. પણ તમો ચારો ફકીરોની સાથે સામીલ થવાથી તમારા પાંચોની મુરાદ હાંસીલ થશે. બાદ તાજુબ થઈ મેં તેનાં ઘોડાની લગામ પકડી પુછયું કે, તું

કોણછે ? ત્યારે તેણે મને જવાબ દીધો કે, હું મુરતેજા અલી છઊં અને મારૂં કામ નાઉમેદ થનારને હીંમત આપવાનું છે. એટલું કહી તે ગેબ થયો, અને હું રૂમ તરફ ચાલ્યો.

એ ફકીરો આપણે ચારે આજ એકઠા થયા. હવે આપણને પાદશાહ આજાદબક્ષ શીરીતે મળશે અને મારી મુરાદ ક્યારે હાંસીલ થશે. આ રીતે પેહેલા દરવેશે પોતાની હકીકતનું બયાન કીધું ત્યારે બીજો ફકીર હોશીયારીમાં આવ્યો અને પોતાનો હેવાલ જાહેર કરવા લાગ્યો.

---

## વાત બીજી.

### બીજા ફકીરનો હેવાલ.

બીજો ફકીર પોતાની ગુજરેલી હકીકતનું બયાન કરવા લાગ્યો કે, હું ફારસ શેહરના પાદશાહનો છોકરો છઊં. મારા બાપે મને નાનપણથી ઇલમ અને હુંનર શીખવવાની ઘણી તાકીદ રાખી હતી. હું ચૌદ વરશની ઉમરમાં તમામ ફંનથી હોશીયાર થયો; અને અમીરોની સોબતમાં બેશી આગળનાં પાદશાહોની દાનાઇની વાતો સાંભળવા લાગ્યો. એક દીવસ એક દાનો મરદ મારી આગળ બોલ્યો કે, દુનીયામાં જીંદગીનો ભરોશો રાખવો એ કામ મગરૂરીનું છે. બીજું કંઇ નહીં, પણ ફકત નેકી અથવા બદી રેહનારછે. મેં કહ્યું કે, કોઇ દાના મરદની કેફીયત તારી ઇયાદમા હોયતો મને સંભળાવ કે, હું તે મુજબ અમલ કરૂં. તે હાતમતાઇનું બયાન

કરવા લાગ્યો કે, એક વખત અરબનો પાદશાહ તોફીલ પોતાની જવામરદી ઉપરથી હાતેમ ઉપર દુશમની રાખતો હતો. તે પોતાનું તમામ લશકર લઇને હાતેમ સાથે લઢવાને ઇરાદે તેના મુલકમાં ઘુસ્યો. હાતેમને એ વાતની ખબર થયાથી તેણે પોતાના દીલમાં કયાસ કરયો કે, હું લઢેથી એને બર આવીશ; પણ તેમાં ખુનરેજી થવાથી ઘણા લોકો મારયા જશે, અને તેનો અજાબ મારે માથે આવશે. આ ખ્યાલ ઉપરથી તે એખલો મેહલમાંથી નીકળી જંગલમાં એક પાહડની ગુફામાં જઇ છુપી બેઠો. પાદશાહ તોફીલ એ વાત સાંભળતાંજ ઘણા ઘુસ્સામો આવ્યો, અને હાતેમનો તમામ અસબાબ જપત કરયો, અને હાતેમને પકડી લાવનારને પાંચશો અશરફી ઇનામ આપવાનાં જાહેરનામાં કર્યાં. એવાત શેહરમાં ચરચાવાથી લોકો હાતેમને જગે બજગે ઢુંડવા લાગ્યા. એક દીવસે એક કઠીયારો અને તેની ઓરત સાથે જંગલમાં લાકડાં વીણતાં હતાં. તેઓ હાતેમ જે જગે છુપ્યો હતો તે જગે આવી પોહોંચ્યાં. તે વખત પેલી ઓરત બોલી કે, આપણું નસીબ ઇયારી આપેતો હાતેમ આપણે હાથ આવે, એને તેને પાદશાહ આગળ રજુ કરીએ તો પાંચશો અશરફી આપણને મળે, અને ઘેર બેઠાં એશ આરામથી વખત ગુજારીએ. કઠીઆરો બોલ્યો કે, આપણાં નસીબમો જંગલમોથી લાકડાં લાવી બજારમો વેચી તેથી ગુજરાન કરવાનું છે તે ઉપર શુકર ગુજાર કર; નહીં કે, જંગલમાં આપણોજ શીકાર વાઘ ઇયા બીજાં જાનવરો કરે. આ વાત સાંભળી ઓરત ચુપ થઇ ગઇ; મગર હાતેમના કાન ઉપર આ આવાજ જવાથી તે પોતાનો જાન પેઆરો ન કરતાં, તે ઓરત

અને તેના આવીંદની રૂબરૂ આવી ઉભો, અને બુઢા કઠીયારાને કહ્યુ કે, હું હાતેમ છઉં. મને તાઇલ પાદશાહ પાસે લઇ જા, અને તારી ઉમેદ હાંસીલ કર. કઠીયારાએ માફ માગી અરજ કરી કે, હું તને તાઇલ પાદશાહ પાસે લઇ જાઊંતો તે તને જાનથી મારી લાએ, ને તેનો અજાબ મારે માથે આવે; માટે મારાથી એ કામ બને નહીં. ત્યારે હાતેમ બોલ્યો કે, તું મને પાદશાહ પાસે નહીં લઇ જશે તો હું ખુદ તેની પાસે જઇને જાહેર કરીશ કે, આ કઠીઆરાએ મને છુપાવ્યો હતો. બુઢાએ કહ્યું કે, મારૂં નસીબ અગર નેકીનો બદલો બદી મળે તોપણ મારાથી એવું અજાબનું કામ બને નહીં, આવી રકજક થતી હતી તે દરમીઆનમાં બીજા લોકો અને સ્વારો તે જગે આવી પોંહોચ્યા, અને હાતેમને પકડી તાઇલ પાદશાહ પાશે લઇ ગયા, અને ઇ-નામની લાલચને વાસતે પોત પોતાની જવામરદી બતાવા લાગ્યા. હાતેમે તેને પકડી લઇ જનાર લોકોની બેઇનસાફી ઉપર હસીને પાદશાહને જાહેર કરયું કે, પાદશાહ સલામત, મને ખરેખરો પક-ડનાર પેલા ગોશામો કઠીઆરો ઉભો છે તેજ છે. ઇનસાફની રાહે તેને ઇનામ આપવું સજાવારછે. તેજ વખત પાદશાએ તે બુઢા કઠીયારાને બોલાવ્યો. તે અદબ બજાવી બોલ્યો કે, હાતેમ પો-તાની મેળે તારી હજુરમાં હાજર થઓછે. પાદશાએ હાતેમની હકીકત બુઢાથી સાંભળ્યા બાદ તેની જવામરદી અને પરોપકારપ-ણા ઉપર આફરીન આફરીન કરવા લાગ્યો. અને પકડી લાવ્યાનું જુઠું બોલનારને પાંચશો જુતીઓનો સરપાવ માથામાં અપાવ્યો, ને કઠીયારાને પાંચશો અશરફી આપી રૂખસત કરયો. બાદ પાદશાહએ

હાતેમને હાથ પકડી પોતાની પાશે બેસાડયો અને તેનો મુલક અને તમામ અસબાબ તેને હવાલે કરી, નવો ખીતાબ આપ્યો કે, આજસુધી તારૂં નામ હાતીમ હતું. હવેથી હાતેમતાઇ નામ મુબારક રેહે.

ફકીર કેહેછેકે, આ કીસ્સો સાંભળ્યા બાદ આ ફના દુનીયામાં નામદારી કરવી એવો મેં મારા મનથી નીશ્ચય કીધો અને કારીગરોને બોલાવી એક ધરમશાળા તઇયાર કરવી, અને તેને ચાળીશ દરવાજા રાખવા એવો હુકમ આપ્યો. તે મુજબ થોડા અરસામો તે મકાન તઇઆર થયું. બાદ દરેક દરવાજેથી પેસનારને એક મોહોર અને બીજી જે ખાહેશ રાખતો હોય તે પુરી પાડવી એવો બંદોબસ્ત કરયો. કેટલીક મુદત સુધી એ પ્રમાણે કામ ચાલ્યા બાદ, એક દીવસે એક ફકીરે પેહેલે દરવાજે આવી એક મોહોર લીધી, બીજે દરવાજે આવી બે મોહોર લીધી. એરીતે ચાળીશે દરવાજે ફરી ચાળીશ સુધી ચઢતી મોહોર લઇ ગયો. મેં તેને ઓળખ્યો હતો; પણ સખાવત કરવાના હેતુથી આપ્યો ગયો. જ્યારે તે પાછો પેહલે દરવાજે આવી માગવા લાગ્યો ત્યારે મને ધુસ્સો આવ્યો, ને એટલું બોલ્યો કે, તું ફકીર નામ ધરાવેછે; પણ ફકીર એ લવજના ત્રણ હરફથી તું વાકેફ થયો નથી. તે બોલ્યો કે, તે મને સમજાવ. મેં ઉતર દીધો કે, ફેથી ફાકો, કાફથી કીનાયત, અને રે થી રીયાજત. એ ત્રણ વાતો જેમાં નહીં હોય તેને ફકીર કેહેવો નહીં; માટે જે મળ્યુંછે તે ઉપર શુકર ગુજાર કર,—ફકીરે વધારે લાલચ ન કરવી. સખાવત મુફલીસી તોડવાને વાસ્તે છે—નહીં કે, દોલતમંદ થવાને વાસ્તે છે. આ વાત

સાંભળી તે ફકીર ખુરસે થયો, અને તમામ માહોરો જમીન ઉપર પટકી બોલ્યો કે, સખાવત કરવી છોડી દે. હજી તું બાળક છે. અ-વલ, સખી, એ ત્રણ હરફની માયની સમજ, ત્યારે ખરો સખી કે-હેવાશે. સીનથી સીમાઇ, બેથી બોફે ઇલાહી, અને ઇએ થી, ઇયાદ રાખવું. બાદ બોલ્યો કે, હું મુલકે મુલક ફરચોછઉં; પણ બસરાની શાહાજાદી જેવી સખાવત કોઇ બીજી જગો જોવામો આવી નથી. આ વાતો સાંભળી મેં ફકીરની આજીજી કરી કહ્યું કે, જે તું માગે તે હું આપવાને હાજર છઉં. તેણે જવાબ દીધો કે, અગરચે પાદશાહાઅત આપે તોબી તે મારે નકામી છે, એવું કહી ચાલતો થયો. મારૂં મન બસરાની શાહાજાદી તરફ જવાનું થયું એટલામાં મારો બાપ બેહેશ્ત નશીન થયો, ને પાદશાહત મારા હાથમો આવી; લેકીન બસરાની શાહજાદી તરફ જવાનું મન પાછું હટયું નોતું. એક દીવસે હું મોટા વજીરને તમામ કારભાર સોંપી, ફકીરી અખ-તીયાર કરી, છુપકીથી બસરા તરફ રવાને થયો. જ્યારે તેની સરહદમાં પોહોંચ્યો ત્યારે મંજલ દરમંજલે મુસાફરોનાં રેહેવાનાં મકાનો અને તેઓની હાજતો પુરી પાડવાનો તમામ અસબાબ, અને ખીદમત કરવાને ચાકરો વગેરે બંદોબસ્ત નજર આવ્યો. હું મુકામ કરતો કરતો બસરા શેહેરમો દાખલ થયો. એક ખુશ પોશાકી મરદ કે તેનું નામ પુછવાથી બેદારદબખત બતાવ્યું. તે સામો આવતો મળ્યો, ને આજીજીથી કેવા લાગ્યો કે, મારૂં કામ જે મુસાફર અથવા ફકીરો આવે તેને મકાન ઉપર લઇ જઇ ખીદમત કરવાનું છે; માટે મારે ઘેર તસદી લઇને ચાલો. હું તેની સાથે ગયો. તેણે મને એક પાદશાહી મકાનના સમારેલા ઓરડામો

બેસાડયો. બાદ ગરમ પાણીથી નાહી, તરેતરેનું ખાનું ખાઈ, ફારેગ થયો, ને જરા આરામ લીધો. તેજ રાતના એક પોહોર રાતસુધી તે મરદે મારી સાથે વાતચીત કીધી. બાદ મને એક નકશીદાર પલંગ ઉપર આરામ કરવાનું કહ્યું. મેં જવાબ દીધો કે, ફકીરોનું કામ એવા પલંગ અને મખ્ખમલની ગાદી ઉપર સુવાનું નથી. તેઓને સારૂ હરણનું ચામડું સરજાવાર ઠરાવ્યું છે. તે બોલ્યો કે, આ તમામ સામાન ફકીરોને સારૂ છે. બીજાની મગદુર એ ઉપર આરામ કરવાની નથી. આખરે હું તે પલંગ ઉપર સુતો. મેં ત્રણ દીવસ તે જગે આરામથી કાહાડયા. ચોથે દીવસે રૂખસત થતી વખતે પેલા મરદે ઘણી આજીજીથી મને કહ્યું કે, આ તમામ જરી સામાન અને સુનાં, રૂપાં અને જડાવનાં વાસણો તારા કામમો આવેલાં તારી સાથે લઈ જા, નહીંતો પાદશાહજાદી અમારા ઉપર ધુસ્સે થશે. જ્યારે તે બદજીદ થવા લાગ્યો ત્યારે મેં તેની ઇતલા મુજબ તે શઘળો સામાન એક કોઠડીમાં મુકી બંદ કીધો. હું તે મકાનની બાહાર નીકળ્યો એટલે એક ખોજો કેટલાક ખીદમતગાર સાથે આવ્યો ને મને ઘણી નરમાશથી કહ્યુંકે, મારા મકાન ઉપર કરમબક્ષી કરો, નહીંતો પાદશાહજાદી જાણસે કે મુસાફરની કોઈએ બરાબર ખાતરદારી કીધી નહીં, ને આખરે મને નોકરીથી બરતરફ કરશે. હું તેના મકાન ઉપર ગયો. તે અવલના મકાન કરતાં વધારે સારૂં હતું. તેમાં ત્રણ દીવસ ઘણાજ આરામથી રહ્યો. રવાને થતી વખત પેલા ખોજાએ સુનાં, રૂપાં અને જડાવ હીરાનાં વાસણો સાથે લઈ જવાનું કહ્યું. હું ઘણોજ તાજુબ થયો, અને અંદેશો કરવા લાગ્યો એટલે ખો-

જો બોલ્યો કે, એ ફકીર તારા મનમાં જે આરજુ હોય તે જાહેર કર કે, પાદશાહજાદીને જઇને જાહેર કરૂં. મેં એક રૂકો પાદશાહજાદીને લખ્યો કે, મારી આરજુ તને જોવાની છે, ને તેટલાજ સારૂ પાદશાહત છોડી કફની પેહરીને આવ્યો છઊં. એ રૂકો તે બોજો લઇને ગયો. અને ચાર ઘડીમાં પાછો આવ્યો. બાદ મને તે પાદશાહજાદીના મેહેલની દેવાલ સુધી લઇ ગયો. ત્યાં મેં એક ઓરત સુનાની ખુરસી ઉપર જરો જેવરથી સણગરાઇને બીરાજેલી અને તેની આજુ બાજુ ચોબદાર અને ખીદમતગારો ઉભેલા જોયા. તે ઓરતે મને આદરમાનથી બેસાડીને કહ્યું કે, તેં રૂક્કો લખ્યો એ ઘણું નેક કામ કીધું. પાદશાહજાદીએ તને સલામ કેહેવડાવી છે, ને કહ્યું છે કે, ફકીરી હાલતમાં પોતાને પાદશાહ જાણવો એવી મગરૂરી કરવી બેજા છે. મને શાદી કરવાની કઇ એબ નથી, બલકે હું કેટલી મુદતથી તેની આરજુમાં છઊં. પણ એક શરત બજાવે તેની સાથે શાદી કરવી એવો ઠરાવ કરચો છે. મેં નમણતાઇથી કહ્યું કે, મને અવલ તે શરતથી વાકેફ કર. તેણે જવાબ આપ્યો કે, કાલે સમજાવામો આવશે. રાતને વખતે મને અમારોની મીજલસમો દાખલ કીધો. મેં તેઓની સાથે ઘણું લિજતદાર પાદશાહી ખાનું ખાધું. બાદ એક દાહાડે મેહેલમાં આવીને બેહરૂર નામનાં શખ્સને બોલાવી લાવી મારી નજદીક બેસાડ્યો. તેને પેલી બુઢી ઓરતે કહ્યું કે, તેં જે તારી નજરે જોયું છે તે આ ફકીર આગળ જાહેર કર.

બેહરૂર, ફકીરને કેહેવા લાગ્યો કે, પાદશાહજાદીના તાબામો હજારો ગુલામ છે, તેઓમાંથી પાદશાહજાદી જેને હુકમ કરે તે બાબો

રૂપીઆ અને માલમતા લઈ મુલુકો ઉપર સોદાગરી સારૂ જાય અને પાછા આવી તે મુલકની હકીકત પાદશાહજાદીને સંભળાવે એવો દસતુરછે. એક વખત હું પાદશાહજાદીના હુકમથી મુલક નીમરોજ તરફ ગયો, તે વખત તે શેહરનાં તમામ લોકોને કાળા પોશાક પેહરેલા અને કંઇ મ્હોટી આફતમો આવેલા હોય તે મીસાલના દીઠા. મેં તેના સબબનો તપાસ કરચો, પણ ખરી હકીકત મારા જાણ્યામો આવી નહીં. એક રોજ અલીગજ્જરમાં તમામ લોકો એક શેહર બાહાર નીકળી એક ટેકરા ઉપર એકઠા થયા. પાછળથી પાદશાહ પણ અમીર ઉમરાવો અને પોતનો કુલ રસાલો લઈ તે જગે ઉપર આવ્યો. બાદ તમામ લોકો સફબંધ ઉભા રહ્યા. તેની સાથે હું પણ ઉભો રહ્યો. એક લેહજાબાદ એક શોળ વરશનો ખુબસુરત જુવાન હથીયારબંદ બળદ ઉપર બેસીને પોકારમારતો આવ્યો; ને બળદ ઉપરથી ઉતરી એક હાથમાં તરવાર અને એક હાથમાં બળદની નાથ પકડીને બેઠો, અને પોતાની સાથેનાં એક ગુલામને એક ચીજ આપી, તે સઘળાને સુંઘાડીને આવ્યો—એટલે તમામ લોકો પોકાર મારી રડવા લાગ્યા. બાદ પેલા જુઆને તે ગુલામનું માથું કાપી નાખ્યું, ને જેણી તરફથી આવ્યો હતો તે તરફ પાછો બળદ ઉપર સવાર થઈ રવાને થએો. બાદ બીજા સર્વે શેહરમાં પાછા આવ્યા. મેં એ વાતનો ભેદ લોકોને પુછયો, પણ કોઈએ બતાવ્યો નહીં. હું મારે મુકામે આવ્યો. જ્યારે હું તે શેહરથી પાછો ફરચો ત્યારે એ તમામ હકીકત મેં મલેકાને રોશન કીધી. તે દાહાડાથી મલેકા, એ વાતનો ભેદ સમજાવાને ઇનતેજારછે, અને મુકરર કરયું છે કે,

જે એ વાતનો ભેદ લાવે તેની સાથે મારે શાદી કરવી. માટે અગરજો તારાથી એ બાબદનો ખુલાસો લાવી સકાતો હોયતો મુલકે નીમરોજ તરફ રવાને થા, નહીં તો તારા મુલકમાં ચાલ્યો જા.

આ વાત સાંભળી ફકીર ઇયાને ફારસનો શાહાજાદો બોલ્યો કે, હું એ કામ જલદીથી બજાવી લાવું છઊં. મગર શાહજાદી પોતાનાં કોલથી ફરે નહીં. મને પડદાની પાછળ ઉભો રાખી મારી વાતનો જવાબ આપે તો ખાતરજમે થાય અને મને હીંમત આવે. આ વાત પેલી બુઢી ઓરતે શાહજાદીને જાહેર કીધી. તેણે મને બોલાવ્યો. હું જઇને જોઊછઊં તો મલેકા એક પડદામો બેઠેલી ને બાહાર સફબદ તમામ સહેલીઓ બનીબનાવીને દરજા પ્રમાણે ઉભી હતી. મને તેણે ઇશારો કરવાથી હું એક ખુરસી ઉપર બેઠો ને મારી બાજુપર એક પરીજાદ સહેળી બેઠી. પડદામોથી મલેકા બોલી કે, એ જવામરદ તારો હેવાલ જાહેર કર. અવલ મેં તેની ખુબી અને અકલમંદીની તારીફ કીધી, બાદ મુસાફર લોકોની ખીદમત થાએછે તે તથા મારી જે રીતની ખીદમત થઇ તે સર્વે હકીકત કહી ને પુછ્યું કે, આ બેશુમાર ખરચ ઉપર નીધા કરતાં તમારા મુલકની જમાબંદી બબરચીખાનાના ખરચને બસ નથી તો, આ નીભાવ શીરીતે ચાલેછે તે મારે જાણવું સજાવર છે. મલેકાએ જવાબ દીધો કે, અગર તું મારી દોલતનો હેવાલ સાંભળવા ચાહતો હોય તો આજ રાતના હીયાં મુકામ કર, હું તને સઘળો હેવાલ કહી સંભળાવું. હું ત્યાંથી મુકામ ઉપર આવ્યો. રાતનો વખત થયો કે, એક ખોજો તરેતરેનું ઉમદા ખાનું લાવ્યો. મેં કેટલાએક નીવાલા લીધા નહીં લીધા એટલામા, દાઇ મને બોલાવા આવી. હું તેની સાથે ઉઠી

મેહેલમાં ગયો. ત્યાં જઇને જોઊંછ તો, આફતાબ અને મેહતાબ પણ એક વખત ઝંખવાઈ જાય એવી રોશની થઈ રહી હતી. દરવાજાના કમાન ઉપર મોતીની ઝાલરો તથા જમીનપર ઝગઝગાટ કરે તેવી ઉમદા કીનખાબની ફરશબંદી કરી હતી. મને દાઇએ તે જગે બેસાડી મલેકાને ખબર કરી. મલેકા જે ઓરડામો હતી ત્યાં હું ગયો. તે ઓરડો પણ તેવીજ ભભકાદાર રોશની અને સારા ઠાઠમાં સણગારેલો તથા સમારેલો હતો. એક જરબફત પડદો નજર આવ્યો, ત્યાં મને બેસાડયો; અને મારીપાસે પેલી દાઈ બેસી મલેકાના હુકમથી કેહેવા લાગી કે, આ શેહેરનો પાદશાહ મોટો નામદાર હતો, અને તેને સાત છોકરીઓ હતી. એક રોજ પાદશાએ મોટું જશન કરયું, અને સાતે છોકરીઓને તરેતરેનાં જર જેવર પેહેરાવી પોતાની રૂબરૂ બોલાવીને તેની તરફ જોઇને બોલ્યો કે, ઓ બેટીઓ, તમે મારે ઘેર અવતાર લીધો નહોત, અને કોઇ ગરીબને ઘેર જનમ લીધો હોત તો, તમને પાદશાહજાદી કરીને કોણ બોલાવત, તથા તમેં આવાં શાહેબ દોલત કયાંથી થતે. ખુદાના હકમાં શુકરગુજાર કરો. છ છોકરીએ પાદશાહને અરજ કરી કે, અમોને જે બુજરગીછે તે તારા નામથી છે; પણ સાતમી છોકરી કે જે પડદામો હાલ તારી સામાં બેઠી છે તેણે કંઇ જવાબ આપ્યો નહીં. જ્યારે પાદશાએ તેની સામું જોઈ તેના મુગા રેહેવાનો સબબ પુછયો ત્યારે તેણે ઉતર આપ્યો કે, તકસીર માફ કરોતો અરજ કરૂં; કેમકે તારી સામું બોલવું એ ગોયા મારા જાનથી હાથ ધોયા બરાબરછે. બાદ હીમ્મત ધરી તે બોલી કે, પાદશાહ સલામત તમે અમારે માથે સલામતછો તે અમોને ન્યામત છે. પણ આપણે બંનેનો પે-

દાકરનાર એકજ ખુદાછે, ને સરવેનાં નસીબ સરવેની સાથે છે. પાદશાહ આ વાત સાંભળી ઘણોજ ગુસ્સે થયો, ને હુકમ કરયો કે, એનાં નસીબમાં શુંછે તે અજમાવી જોઈએ; વાસ્તે એને અફલ રાનમાં જઈ મુકી આવો. હુકમ મુજબ પાલખી તુરત આવી. પેલી પાદશાહજાદીનું તમામ જેવર ઉતારી લઈ તેમાં બેસાડીને જંગલમો મુકી આવ્યા. નાજુક પાદશાહજાદી કે જેણે કોઈ દીવસ તાહાડ તડકો જોએલો નહીં તે આ જંગલમાં પડયા પછી પોતાના મનથી સબર પકડી, ખુદા ઉપર તવકુલ રાખી, તેની બંદેગી કરવા લાગી, અને ઈબાદત કરતાં કરતાં તે ઊંગી ગઈ. જ્યારે થોડી રાત રહી ત્યારે જાગી ઉઠી, ને પોકારીને બોલી કે, લોંડી પાણી લાવ, વજુ કરૂં; પણ પાછળથી હોશીઆરીમાં આવી ત્યારે તેને વીચાર આવ્યો કે, હું તો જંગલમાં પડી છઊં. પછે ખાક લઈને તેથી વજુ કીધું, ને ખુદાની બંદગીમાં બેસી રહી. ત્રણ દીવસના ફાકા થયા બાદ ચોથા દીવસની બામદાદમો ઈતેફાકન એક ફકીર આવીને તેની સામાં ઉભો, ને બોલ્યો કે, એ બેટી તું ખુદાની કુદરતથી નાઉમેદ હરગેજ ના થતી. બેફીકર રેહે. તે તારી ઉમેદ બર લાવશે. એવું કહી પોતાની ઝોળીમાંથી માગી લાવેલા નાનના ટુકડા કાઢી પાદશાહજાદી આગળ મુકયા, અને નજદીક એક કુવો હતો, તેમાંથી ઝાડનાં પાતરાની ડોલ બનાવી અને ગળામાંની સેલીની રસી બનાવી પાણી કાઢી લાવ્યો. મલેકાને તે ફકીર ઉપર એતકાદ આવ્યાથી ખાનું ખાઈ આરામથી બેઠી. અગરજો એક દીવસ વધારે ગુજરતે તો બેશક મલેકા, ભુખ તરસને લીધે જાનથી બે જાન થતે; પણ મરજી ખુદાની કે, તેણે તે વખત ગેબી કરમબક્ષી કીધી. બાદ દરરોજ તે ફકીર વસતીમાંથી ટુકડા

માગીલાગી શાહજાદીની પરવરશી કરતો. આ રીતે કેટલીએક મુદત ગુજર્યા બાદ એક રોજ મલેકા પોતાનો ચોટલો ખોલી કંગાહી કરવા લાગી, તે વખત તેમાંથી એક આબદાર મોતીનો દાણો ની-કળ્યો. તે તેણે ફકીરને આપી કહ્યું કે, એને વેચીને કીમ્મતના પૈસા લઈ આવ. તે બજારમો જઈ વેચી કીંમતનાં નાણાં લાવ્યો. તેને પાદશાહજાદીએ કહ્યું કે, આપણે એક ઝુપડી આ જગે બનાવી-એ. ફકીરે કહ્યું કે ઠીક, તું થોડી જમીન ખોદ, ને હું વસ્તીમાંથી જઈઆવીને ઝુપડી તઈયાર કરી આપીશ. તે એ પ્રમાણે બોલી ચાલ્યો. પાદશાહજાદીએ આસરે એક ગજ જમીન ખોદી એ-ટલે એક આલીશાન દરવાજો તેની નજરે પડયો. તે ખોલી જોતાં તેમાં એક મેહેલ જવાહેરનો ભરેલો દીઠો. મલેકાએ તેમાંથી ચાર પાંચ મુઠ્ઠી ભરી લઈ, પાછો દરવાજો બંધ કીધો, અને જમીન પુરી નાખી એટલામો તે ફકીર પાછો આવી પોહોંચ્યો. મલેકાએ તેને ફ-રમાવ્યું કે, આ જગા ઉપર એક મોટો નોશરવાનના જેવો મેહેલ અને કીલ્લા સુધ્ધાં એક શેહર અને એક મોટું મુસાફરખાનું તઈઆર કરવાનું છે; માટે તેનો નકશો સારા કારીગરો પાસે બનાવી લાવી મને બતાવ. બુઢ્ઢા ફકીરે તે મુજબ નકશો તઈઆર કરાવી બતાવ્યો, અને તે તેણે પસંદ કર્યા બાદ કારીગરોને બોલાવી લાવ્યો, ને પાદશાહી ઈ-મારત ફરમા મુજબ તઈઆર કીધી. એ ઈમારતની ખબર પાદ-શાહજાદીના બાપને પોહોંચી. તેણે એ તેનો બંધાવનાર કોણછે તેની ખબર કાઢવા સારૂ અમીરોને મોકળ્યા. તેઓ મલેકા આગળ આવી પુછવા લાગ્યા કે, એ ઈમારત કહ્યા મુલકની પાદશાહજાદીએ બના-વીછે. અમારા પાદશાહને એ ઈમારત જોવા આવવાનો ઈરાદો છે,

તેને સારૂ ખોલાસો હાસીલ થવો જોઇએ. પાદશાહજાદી, આ વાત સાંભળી, બેનેહાયત ખુશી થઈ અને એક અરજી પાદશાહને લખી મોકલી કે, આવતી કાલે જુમેરાત છે. અગર આપ હીયાં કદંમ કરશોતો મોટી સરફરાજી થશે. આ અરજી પેલા અમીરે પાદશાહને રજુ કીધી. પાદશાએ તે વાંચી મલેકાને જવાબ મોકલ્યો કે, તમારૂં ઇજન કબુલ છે. પાદશાહજાદીએ પાદશાહી ખાનું તઇઆર કરાવ્યું. બત્તીને વખતે પાદશાહ મહલમાં ઘોડે સ્વાર થઇને આવ્યો. મલેકા પોતાની તમામ સાહેલીને લઇને સામાં ઇસ્તેકબાલને આવી, અને પાદશાહને લઇજઇ સુરશે તખત ઉપર બેસાડયો, અને તેને એકથોને એક કીમતી જવાહેરથી ભરેલી તથા બે હાથી તથા દશ ઘોડા જવાહેર ટાંકેલા સાજ સાથે અને બીજો જરબફતનો સામાન નજર કીધો. બાદ અદબસર તખત આગળ જઈ, પોતાના બાપની હજુરમાં ઉભી રહી. પાદશાએ પુછ્યું કે, તું કયા મુલકની શાહજાદી છે. ત્યારે મલેકા બોલી કે, જેનાં ઉપર તમે ગજબ ગુજારયો, અને જંગલમાં મોકલી દીધી, તેજ હું લોંડી છઊં, ને આ સઘળું તું જુએછે તે ખુદાની કુદરતનો ખેલછે. પાદશાહ તેજ વખત તખત ઉપરથી ઉઠયો, ને શાહજાદીને પોતાની ગોદમો લીધી, અને પોતાની બેગમ અને છ છોકરીઓને બોલાવી મંગાવી, એક બીજાં સાથે સારી રીતે મુલાકાત કરાવી, ને હકતાલાના શુકરાના કીધા. પાદશાહજાદીએ પોતાની બેહેનોને કેટલુંએક જવેહરાતનું નજરાનું કરી સઊ દશતરખાન ઉપર બેઠાં. પછે પાદશાહના જીવતાં સુધી એજ રીતે જીઆફતો ઉપર જીઆફત વારા ફરતી ચાલુ રહી. પાદશાહ બેહસ્તનશીન થયા પછી તેના તમામ મુલકની અખતીયારી શાહાજાદીના

હાથમાં આવી. એ જવામરદ—શાહાજાદીએ પોતાની તમામ હકીકત તને બયાન કીધી. હવે તું નીમરોજનો રસ્તો પકડ.

આ વાત સાંભળી ફકીર કેહેછે કે, હું શરત મુજબ ત્યાંથી નીમરોજ જવાને નીકળ્યો, અને એક વરશે ત્યાં આવી પોંહોંચ્યો. સધળે ફરીને જોઊછ તો ત્યાંના લોકોના લીબાસ કાળા સુરખીના રંગના જોવામો આવ્યા. ચાંદરાતને દીવસ તમામ લોકો અને પાદશાહ તથા અમીરો, દસ્તુર મુજબ એક મેદાનમાં એકઠા થયા. ત્યાં પેલા જવામરદ પોતાની રીતસર બળદ ઉપર બેસી પોતાના ચાલ મુજબનું કામ કરી પાછો રવાને થયો; ને શેહરનાં આદમીઓ શેહરમાં ચાલ્યાં ગયાં. હું એ તમાશો જોઇને હેરતમંદ થયો, અને વીચાર કરયો કે, આ જગો ઉપર એક માસ બીજો ગુજારવો. પછી હું ત્યાં રહ્યો. લોકોથી તજવીજ કરતાં કરતાં રમજાનનો આગલો માસ પુરો થયો, ને બીજી ચાંદરાત આવી લાગી તે દાહાડે પાદશાહ અને રઇઅત તમામ તે મેદાનમો એકઠી થઇ, એટલામાં પેલો જુવાન પીળા બળદ ઉપર બેસીને આવ્યો. તેના એક હાથમાં તરવાર હતી બળદ ઉપરથી ઉતરી બીજા હાથથી તેની નાથ પકડી, અને પછી તેની સાથેના ગુલામે એક ચીજ તમામ લોકોને દેખાડી—એટલે લોકો પોકાર મારવા અને રડવા લાગ્યા. બાદ તે જુવાને પેલા ગુલામનું માથું કાપી નાખીઊં, અને પાછો બળદ ઉપર સ્વાર થઇ ચાલ્યો. હું તેની પાછળ જવા લાગ્યો, પણ મને લોકોએ જવા દીધો નહીં, અને જબરદસ્તીથી મને પકડીને શેહરમો લઇ ગયા, તેથી એક માસ ઓર ત્યાં જાસતી રેહવું પડ્યું. તે માસ પુરો થયા પછી ચાંદરાતને દીવસે તમામ લોકો દસ્તુર મુજબ ટોળે મળ્યાં તે વખત હું

એક જગે છુપી રહ્યો. પેલા જુવાન મરદે પોતાના કાયદા મુજબનું કામ બજાવી પાછો ફરચો એટલે હું તેની પાછળ થયો. જ્યારે તેણે મને પાછળ જતાં જોઓ ત્યારે મારા ઉપર ગુસ્સે થઈને આવ્યો. મેં આજીજી કીધી ત્યારે મને ફકીર સમજી એક જડાવ ખંજર કમરમાંથી કાઢીને આપ્યો, ને કહ્યું કે, મારી પાસે નગદી નથી; વાસ્તે એ લઇને પાછો ફર—નહીંતો તારી અજલ આવીછે એમ જાણજે. એવું કહી પોતે આગળ ચાલ્યો. મેં પણ મારા જાનના હાથ ધોયા, ને તેની પાછળ લાગુ થયો. ત્યારે તે ઘણોજ ગુસ્સામો આવ્યો ને ફરીથી મારી તરફ આવી તલવારથી માર ટુકડા કરવાનું ચાહ્યું, ત્યારે મેં તેના આગળ માથું ધરીને આ રજ કરી કે, મેહરબાની કરી હેવી તરવાર માર કે, જેથી એક-રતી પુર પણ માથું ધડ સાથે વળગેલું રેહ નહીં. મારૂં ખુન મેં તને માફ કીધું છે. તેણે જવાબ દીધો કે, તું નાહેક મારે માથે અજાબ લાખવા ચાહેછે, હેવું કહી વળી ચાલતો થયો. હું પણ તેની પાછળ પાછળ બે કોસ સુધી ગયો. ત્યાં જંગલ અને પાહાડ નજર આવ્યા; અને નજદીકમાં એક મોટો દરવાજો દેખાવા લાગ્યો ત્યાં પેલા જુવાને એક મોટો અવાજ મારચો એટલે તે દરવાજો આપો-આપ ખુલી ગયો, અને તે જુવાન અંદર દાખલ થયો. હું બાહાર રહીને અંદેશો કરૂંછઊં એટલે એક ગુલામ અંદરથી નીકળી મારી રૂબરૂ આવ્યો, અને મને પોતાની સાથે બાગમો લઇ ગયો. ત્યાં એક આલીશાન મકાનમાં પેલો મરદ, એક બીસતરા ઉપર બેઠેલો અને રૂબરૂમાં હથીયારો જડાવનાં પડેલાં દીઠાં. પેલો જુવાન બીસ્તરા ઉપરથી ઉઠ્યો એટલે તેની દેહશતથી તમામ ગુલામો કોઠડીઓ-

માં ભરાયા. હું પણ તેઓની સાથે સંતાઇ ગયો. બાદ તે જુઆન એબ્બલો બાગના એક ખુણા તરફ ચાલ્યો, ને પોતાના સવારીન બળદને મારવા લાગ્યો. હું આંહીસતેથી કોઠડીમાંથી નીકળી એકા ઝાડ તળે જઇ બેઠો ને જોઊછ તો, જે લાકડીએ તે બળદને મારતો હતો તે લાકડી લાંબી દઇ, તે જગેનાં એક મકાનને કુલફ હતું તે ખોલ્યું, ને અંદર ધુરયો, ને તુરત બાહાર પાછો આવ્યો; અને પેલા બળદને હાથ ફેરવી, એક બોસો કરી, પાછો પોતાના મુકામ ઉપર આવ્યો. હું પણ તેને જોઇ પાછો કોઠડીમાં ધુસી ગયો. પેલો જુવાન હાથ પગ ધોઇ નીમાજ પડવા લાગ્યો, ને તેથી ફારેગ થઇ મને બોલાવ્યો, ને પાસે બેસાડી ખાનું ખવડાવ્યું. બાદ મને પુછ્યું કે, તારા ઉપર શું આફત આવીછે કે, તું મોતને સામો ઢુંડવાને નીકળ્યો છે. મેં મારો તમામ હેવાલ જાહીર કીધો, તારે તે જુવાન હાયમારી બેહોશ થયો. મેં જાણ્યું કે, આ જુવાન પણ ઇશિકનો મારયો ધાહેલ થએલોછે. પછે મેં તે જુઆનને કહ્યું કે, તું તારો હેવાલ જાહેર કરશે તો હું બનતી કોશીસ અવલ તારા કામને સારૂ કરીશ, ને તારી ઉમેદ બર લાવીશ. ત્યારે પેલો જુવાન પોતાનો હેવાલ એ ફકીર આગળ કેહવા લાગ્યો કે, હું નીમરોજ શેહેરના પાદશાહનો છોકરો છઊં. જ્યારે હું પેદા થયો ત્યારે મારા બાપે નજુમીઓને બોલાવી મારા એક બાલની રોજનદા, માહાવારી, અને વરસવારી હકીકત લખી આપવાનુ ફરમાવ્યું. નજુમીઓએ વરતારો વરતીને પાદશાહને અરજ કરી કે, એ છોકરાનો જનમ શુભ લગનમાં થયેલોછે તેથી નોશરવાન જેવો અદલ ઇનસાફી અને સકળગુણ સંપુરણ થશે.

પણ ચૌદ વરશની ઉંમરનો થતાં સુધી એને સુરજ, ચંદર અથવા આસમાન જોવા દેવું નહીં. અગર જોવામો આવશે તો દીવાનો થઈ લોકોનાં ખુન કરશે, ને જંગલનો રસ્તો પકડશે. પાદશાએ આ વાત સાંભળી એક મકાન બાગમો તઈઆર કરાવ્યું, અને તેને એક ગુંબજ બનાવ્યું કે, જેથી સુરજ અને ચંદરનો છાયો તેની ઉપર પડે નહીં. આ રીતના મકાનમો મને ઘણી માવજતથી રાખ્યો, ને ઉસ્તાદો રાખી તરે તરેના હુંનર અને ઇ-લમોમાં પરવીણ કરચો. હું દશ વરશની આખરે સઘળા ફનથી વાકેફ થયો, તેદરમીઆનમાં એક દીવસે એક ફુલ ગુંમબજની ર-વેશદાની નીચે મારા જોવામાં આવ્યું, અને તે મોટું થતું ચાલ્યું તે જોઈ હું તાજુબ થયો, ને ચાહ્યું કે, એને પકડું એટલામો તે એટ-લું તો ઊંચું થઈ ગયું કે, મારો હાથ પોંહોંચ્યો નહીં. એવામાં એકાએક એક ગેબી અવાજ નીકળ્યો, ને જોઊંછઊં તો ગુંમબજ ફાટચું અને તેમાંથી ચાંદની મીસાલનું અજવાળું નજર આવ્યું. બાદ એક તખત ઉપર જડાવ તાજ પેહરીને એક નાજનીન બેઠેલી અંદર આવી, ને મને તેણે બોલાવી પાસે બેસાડી, એક શરાબનો પ્યાલો પાયો, ને કહ્યું કે, માણસ જાત બેવફાછે; પણ હું તારા ઉપર ફી-દા ફીદા છઊં. આવી ઇશકબાજીની વાતો કરતાં રાત પડી અને રોશની ઝકઝકાટ લાગી રહીછે એટલામો, ચાર પરી આસમાન તરફથી આવી અને મારી પાસે બેઠેલી પરીને કાનમાં કઇં વાત કહેવાની સાથે, તેનો ચેહેરો જરદ થઈ ગયો, ને કેહવા લાગી કે, મારૂં દીલ તને છોડીને જવાનું નથી; મગર લાચાર. હવે ખુદા જ્યારે મળવે ત્યારે. જા તારી ઉંમર એકશો ને ત્રેવીશ વરશની થશે, ને આ-

પણ બંનોની જીંદગી સલામત છે તો ફરીથી કોઇ વખત મળીશું. મેં પુછયું કે, તારો નીશાણી પત્તો બતાવ. હું તને તે જગે મળવા આવું. ત્યારે તે બોલી કે, હું જીનના પાદશાહની બેટી છઊં, ને કોહે-કોફના પાહાડ ઉપર મારો મુકામછે. એવું કહી તખત ઉપર બેસી હવામો ચાલી ગઇ. તે વખતથી હું દીવાનાની માસાલનો ફરૂંછઊં, ને ખાવા પીવાનું પણ બરાબર ભાન નથી. આ ખબર પાદશાહને થવાથી તે અમીરો અને હકીમોને લઇને મારી આગળ આવ્યો, ને મને ગોદમો લઇ તરેતરેનાં ઓશઢ અને તાવીજો વગેરેના ઉપચાર કરવા લાગ્યો, પણ કોઇ રીતની અસર થઇ નહીં. મેં એવા હાલમાં ત્રણ વરશ ગુજારીઆં ને ચોથા વરશની શીરૂઆતમાં એક સોદાગર આવ્યો. તેણે મુલકે મુલકની તોફારીકો પાદશાહને નજર કીધી. પાદશાએ તેને આદર સત્કાર કરીને બેસાડયો ને પુછયું કે, તમે મુલકે મુલક ફરયા તેમાં કોઇ હેવો તબીબ જોવામો આવ્યોછે કે, મરજની બરાબર પરીક્ષા કરે. સોદાગરે જબાબ દીધો કે, હીંદુસ્થાનના દરીઆમાંનાં એક બેટમો એક મોટો પાહાડછે ને તે ઉપર એક બાગ છે તેમો એક માહાદેવનું દેહેરૂં છે, તેમાં એક ગોંસાઇ પુજા કરેછે; અને તે વરશમો એક વખત શીવરાતને દીવસે બાહાર નીકળી, દરીઆમાં તરેછે, ને પાછો પોતાને ઠેકાણે જાયછે. તે દીવસે ઘણા દરદી લોકો તે જગે બાગના દરવાજા આગળ હાજર રેહેછે. તેઓની નબજ જોઇને પેલો ગોંસાઇ દવા આપેછે ને તેથી તમામ લોકો દુરસ્ત થાએછે. વાસ્તે અગર હુકમ આપેતો શાહજાદાને તેની પાસે લઇજાઊં. પાદશાએ મને એક મોતબર અમીર ને જરૂરીયાત સામાન આ-

પીને સોદાગર સાથે રવાને કીધો. અમો તે જગે જઇ પોહોંચ્યા. હવાના ફેરફાર થવાથી મારી તબીયત ઘણી તરફેથી સુધરી; મગર દીલમાંથી પેલી માશુક ખસ્તી નોતી. તે જગે ઉપર ચાર હજાર દરદીઓ એકઠા થયા હતા. ત્રણ માસ ગુજરયા પછી નામેલી તારીખે તે ગોંસાઇ પોતાના મઠમાંથી બાહાર આવ્યો અને દરીઆમો નાહાવા પડયો. નાહીને બીભુત લગાવી ટીલાંટમકાં કરી, એક કલમદાન બગલમો મારી, બાહાર આવ્યો, અને દરદીઓને જોઇને નુસખા લખી આપતો હતો. એમ કરતાં તે મારી નજદીક આવ્યો ને મને જોઇને સાથે બાગમો લઇ ગયો, ને એક મકાન બતાવ્યું તેમાં હું રહ્યો. એક હફતા પછી પાછો મારી પાસે આવ્યો. મને કહ્યું કે, બાગમો શેર કરવા જયાકર, અને ફળફળાદીક પસંદ પડે તે તારા ખાવામો લાવ; અને એક પ્યાલો માજુમથી ભરેલો આપી ફરમાવ્યું કે, નાહારને કોઠે હમેશાં ખાયા કરજે. એવું કહી ચાલતો થયો; અને હું તેના બતાવ્યા પ્રમાણે અમલ કરતો હતો. મારી તબીયત સરવે તરફથી દુરસ્ત થઇ; પણ માશુકની વાત દીલામોથી ખસતી નોતી. એક દીવસે એક તાકામોથી મને અમલે દીનની કીતાબ હાથલાગી અને તે હું એક વરશની મુદતમાં બરાબર શીખ્યો. પાછો ખુશીનો દીવસ એટલે શીવરાત આવી તે દીવસે પેલો ગોંસાઇ મારી પાસે આવ્યો, ને કલમદાન મારા હાથમો આપી મને સાથે તેડી ગયો. દરવાજાની બાહાર તમામ લોકો શબીતા મુજબ ઉભા હતા. મારો અમીર અને સોદાગર મને જોઇને ખુશ થયા અને ગોંસાઇને પગેલાગી તેના ઉપકારનાં, મોટાં વખાણ કરયાં. બાદ તે ગોંસાઇ દરીઆમો નાહાવા પડયો

અને નાહાઈ આવી લોકોને દવાઈ બતાવા લાગ્યો. એક ભારી દરદ-વાળાને મારીસાથે રાખ્યો, ને પોતે એ કામથી ફારેગ થઈ અમો બંનોને સાથે બાગમો લઈ ગયો. પેલા ભારી દરદવાળાની તપાસ કરી તેના માથાની ખોપરી ચારી. તેમાં એક ખાનખજુરો માલમ પડયો તેને ચીમટાથી કાઢવા માંડયો. તે ઉખડયો નહીં. ત્યારે મેં કહ્યું કે, ચીમટો ગરમ કરી એની પીઠ ઉપર લગાડશો તો પોતાની મેળે બાહાર નીકળી આવશે. જ્યારે મારા આવા શખુન ગોંસાઈએ સાભળ્યા તેજ વખત તે ત્યાંથી ઉઠી બાગ તરફ ગયો, અને એક ઝાડ સાથે ફાંસો ખાઈ પોતાનો જાન ખોયો. મેં તેને એવી હાલતે જોયા પછી તેની લાશને દફન કીધી. તેની જટામાંથી બે કુંચી મારે હાથ આવી તે તાળાંઓને લગાડી જોતાં બે કોઠડીના તાળાંને લાગુપડી. તે કોઠડી ઉઘાડી તપાસ કરતાં તે તમામ જવેહરાતથી ભરેલી હતી. તેમાં એક સુંનાના પતરાંની પેટી જોવામાં આવી. તે ઉઘાડી જોતાં તેમાંથી એક કીતાબ મળી તેમાં જીન અને પરીઓને હાજર કરવાની અને બીજી કેટલીએક તરકીબો બતાવેલી હતી. બાદ મેં મારા અમીર અને સોદાગરને બાહારથી બોલાવ્યા, ને તે કીતાબ અને તમામ દોલત કીશતીમો ભરાવી, અ-મારા મુલક તરફ રવાના થયા. નજદીક પોંહોંચ્યા પછી મારા બાપને ખબર થતાં તે ઘણી ખુશીથી અમીર ઉમરાઓને લઈને સામાં આવ્યો, ને મને લઈજઈ પોતાની ગોદમો બેસાડયો. મેં મારા અસલ ગુંમબજવાળા મેહલમાં રેહેવાની પાદશાહની પરવા-નગી માગી, ને તેને મરમત કરાવી મેં તેમાં મુકામ કીધો, અને જીન લોકોને હાજર કરવાનો ચાળીશ દીવસનો છલ્લો બાંધ્યો. એ મુદત

પુરી થતાંજ મોટા તોફાન સાથે અંધકાર થયો, ને પરીજાદીનું લશ્કર અને એક તખત ઉપર એક શખસ જડાવ તાજ પેહરી બેઠેલો હતો ત મારી રૂબરૂ આવ્યો. મેં તે તખતનશીનને જ્યારે અદબ બજાવ્યો ત્યારે તેણે મને પુછ્યું કે, મારીથી તું શી વાતની ઉમેદ રાખેછે. મેં જવાબ દીધોકે, તારી બેટી ઉપર હું આશક છઊં; માટે એટલી ઉમેદ હાસીલ થવાની સરફરાજી કર, તેણે કહ્યું કે, આદમ જાતને અમારી જાત સાથે ઇતેફાક નહીં બને. ત્યારે મે કસમ ઉપર કહ્યું કે, હું માત્ર તેનાં દીદાર જોવા ચાહું છઊં. તે બોલ્યો કે, માણસજાત પાછળથી પોતાનાં કોલથી ફરી જાયછે. બાદ તેણે મારા ઉપર રેહમ લાવી પોતાની છોકરીને બોલાવીને મને કહ્યું કે, જો કઇ બદ નજર કરશે, ને પાક મોહબત નહીં રાખશે, તો તમારા બંનેના જીવનો ઘાત થશે. આટલું બોલતાંજ તેની છોકરી કે જેનાં ઉપર હું આશક હતો તે તખત ઉપર બેસીને આવી, અને પેલા જીનનું લશ્કર હવા તરફ ચાલ્યું. અમે બંનો આશુક માશુક પાક ઇશિકની લીજતથી મજેહ કરવા લાગ્યાં. પરીજાદી મારી પાક મોહોબત જોઈ ખુશતાક થતી, ને કોઈ કોઈ વખત નસીહત કરતી હતી કે, તું કીતાબ સાચવી રાખજે— નહીંતો જીનલોકો તે પોતાને હસ્તગત કરવાની તજવીજ કરશે. હું તે કીતાબ મારા ગળાના તાવીજ મુજબ સંભાળી રાખતો હતો. એક દીવસે મને એવો શોક થયો કે, ઇશિકબાજી કરૂં. કયાં સુધી પહરેજ રેહવું. આવા વીચારથી હું દીદબાજી કરવા લાગ્યો, એટલામો એક ગેબી આવાજ મારા દીલમો લાગ્યો કે, પેલી કીતાબ આપ. તેમાં તમામ ઇસમે આજમ તથા પરમેશ્વરનું નામ લખેલું છે. હું મારા

હવસમાં મોજુદ હતો તેથી પેલી કીતાબ મારી બગલમાંથી કાઢીને તેને હવાલે કીધી, ને હું ગાફીલ થયો. આ જોઈ પરીજાદી બોલી કે, આખરે તેં બાજી ગુમાવી ને મારી નસીહતથી ગાફેલ થયો. એટલું બોલી તે પોતાના દીલથી બેહોશ થઈ, એટલે કીતાબ લઇ જનાર દેવ તેના શીરના આગળ આવી ઉભો. મેં તેને મારીને તેના હાથમાંથી કીતાબ લેવાનું ચાહ્યું એટલામાં એક બીજો જીન આવી તેના હાથમાંથી કીતાબ લઇ ગેબ થયો. હું ઇલિમ પડવા લાગ્યો એટલે તે જીન બળદ થઈ ગયો, પણ પરીજાદી હોશમાં આવી નહીં; ને મારો ઇશિકબાજીનો ખ્યાલ જતો રહ્યો. તે દીવસથી હું માણુસ જાતથી જુદો પડી, આ બાગના ખુંણામાં પડયો છઊં, ને હરમહીને શેહેરમાં બળદ ઉપર બેસી જાઊં છઊં, ને ગુલામને કતલ કરૂં છઊં—એટલા વાસ્તે કે, તમામ લોકો મારો હાલ જોઈ અફસોસ કરે. એ ફકીર—મેં મારો હેવાલ તને સંભળાવ્યો. હવે એટલું ચાહુંછઊં કે, કોઈ ખુદાનો બંદો મારી ઉમેદ બર લાવે.

ફકીર કેહછે કે, આ હેવાલ સાંભળી મેં તેને દીલાસો આપ્યો કે, મારૂં કામ એક બાજુ ઉપર રાખી અવલ તારા કામની બની સકશે તેટલી કોશીસ કરીશ. એવું કહી હું ત્યાંથી નીકળ્યો. પાહાડ અને જંગલમાં પાંચ વરશ સુધી દીવાનાની માફક ફરયો; લેકીન કોઇ તરેનો દાખલો હાથ આવ્યો નહીં. ફરતાં ફરતાં એક બુલંદ પાહાડ નજર આવ્યો તે ઉપર જઈ પોંહોંચ્યો, ને ચાહ્યું કે, એનાં શીખર ઉપરથી નીચે જમીન ઉપર મારૂં શરીર પડતું મુકું અને જાનથી બેજાન થાઊં—એટલામાં ગેબથી એક સવાર મોહોઢા ઉપર બુરખો નાખી આવ્યો, ને બોલ્યો કે, સબર કર; નાહેક

જાન નહીં ગુમાવ; થોડા દીવસમાં તારી ઉમેદ હાંસીલ થશે. એ દુરવેશો—મેં મારો હેવાલ તમો આગળ ગુજારયો, હવે ચાહુંછઉં કે, ખુદા આપણાં બધાની મુરાદ હાંસીલ કરે.

પાદશાહ આજાદબક્ષ, ગોશે બેશી, ફકીરોની હકીકત સાંભળીને, બામદાદનો વખત નજદીક આવ્યો તેથી છુપી રીતે પાછો ત્યાંથી નીકળી પોતાના મેહલમાં ગયો, ને નાહી ધોહી ખાનું ખાધું, ને ઊંચો પોશાક પેહરી તખ્ત ઉપર આવી બેઠો. બાદ ચોબદારોને ફરમાવ્યું કે, ફલાણા મકાન ઉપર ચાર ફકીરો છે તેને બાઆબરૂથી બોલાવી લાવો. ચોબદારો હુકમ મુજબ ફકીરો પાસે ગયા, ને પાદશાહ બોલાવેછે એવી અરજ કીધી. ફકીરોને ઇયાદ આવી કે, મુરતેજાએ ફરમાવ્યુંછે તે દાખલો નજર આગળ આવ્યો એવું સમજી, ખુશ થઇને પાદશાહની રૂબરૂ ગયા, ને તેને દુવા દીધી. પાદશાએ પોતાના બુજરગ અમીરોને બોલાવ્યા, ને તેઓની રૂબરૂ ફકીરોને પુછયું કે, તમારા મુરશેદનો મુકામ કહી જગેછે, ને કેણી તરફથી આવ્યા, ને કહી તરફ જવાનો ઇરાદોછે. તેઓએ જવાબ આપ્યો કે, પાદશાહ સલામત, હમો ફકીર લોકોનો કાએદો મુલકે મુલક ફરવાનો છે, અને જ્યાહાં રાત ત્યાં વાસો કરીએ છઇએ. આ દુનીયામાં જે હમેં દીઠું છે તેની ઇયાદ કયાં સુધી કરીએ. પછી પાદશાએ અમોને ખાનું ખવાડી આરામ આપ્યો. બાદ એકાંત બોલાવી પુછયું કે, તમારો હેવાલ મને સમજાવો. મારાથી જે ખીદમત બજાવાશે તે સરો ચશમથી બજાવીશ. ફકીરોએ જવાબ દીધો કે, અમારી વાત સાંભળવામો કઇ ફાએદો નથી; માટે એ વાતથી હમોને માફ કર. પાદશાહ બોલ્યો કે, રા-

તના બે ફકીરોની હીકાયત મેં સાંભળીકે, ને બાકીનાં બેનો હેવાલ મને મેહેરબાની કરી સંભળાવો, ને મારે ત્યાંજ તમો મેહરબાની કરી મુકામ રાખો. આ વાત સાંભળી ફકીરો ચુપ થયા, અને થોડીવાર પછી બોલ્યા કે, પાદશાહ અવલ તું તારો હેવાલ જાહેર કર, બાદ હમે હમારા હેવાલનું બયાંન તારી રૂબરૂ કરીશું.

પાદશાહ આજાદબક્ષ કેહછે કે, મારો બાપ ગુજર્યા પછી હું જ્યારે આ રૂમના મુલકની પાદશાહત ઉપર બેઠો તે વખત હું ભર જુવાનીની આલમમાં હતો. ઇત્તેફાક એવો બન્યો કે, એક સોદાગર બદખશાનના મુલકથી ઘણોએક અસબાબ લઇને મારી હજુર આવ્યો, ને કેટલીએક ચીજો નજર કીધી. તેમાં એક દાબડીમાં એક દાણો લાલનો બેકીમતી જોવામો આવ્યો. તે વજનમાં પાંચ મીશકાલનો હતો. મેં તે ઘણોજ પસંદ કીધો, ને તેને સારૂ સોદાગરને ઇનામ એકરાંમ ખુબ આપ્યું; અને તેના માલની જકાત નહીં લેવાનો તથા તેની બરદાસ્ત રાખવાનો મારા મુલકનાં નાકેદારો વગેરે ઉપર પરવાનો લખી આપ્યો. હું હરરોજ તે લાલ દરબારમો મંગાવીને જોતો, તે મુજબ એકરોજ તે લાલ મેં મંગાવી તેની તારીફ કીધી, અને ફરહેનગાનનાં એલચીના હાથમાં આપ્યું. તેણે તે જોઇને એક બીજાના હાથમાં આપ્યું. એ મુજબ પરસપર બીજાઓ હાથમાં લઇ જોતા હતા ને તારીફ કરતા હતા કે, આવું લાલ દુનીયાના પરદા ઉપર કોઇ બીજી પાદશાહતમાં જોવામો આવ્યું નથી. તે વખત મારા બાપના તખ્તનો વજીર મારા તખ્ત આગળ ઉભો હતો. તેણે અદબ બજાવી અરજ કરી કે, એ ખુદાવંદેન્યામત અગરચે એ લાલનો જોડો દુનીયામો નથી, તોપણ આખરે એ પથ્થરછે તેની

હદથી જીયાદે તારીફ કરવી લાજમ નથી; કેમકે આ વખત દરબા-રમાં મુલકે મુલકના એલચીઓ હાજરછે તે પોતપોતાને મુલક જઈ તારી વાત કરશે કે, પાદશાહને એક લાલ હાથ આવ્યું છે તે બધ્ધાને બતાવતો ફરેછે, ને પોતાને મોહથીજ તેની અતીશે તારીફ કરેછે. આથી શું તે મુલકના પાદશાઓ તારી મસકરી કરશે નહીં? એનાં જેવા તો બાર દાણાં લાલનો હાર બનાવીને શા-પુર શેહેરના એક નાધડા સોદાગરે પોતાના કુતરાના ગ-ળામાં લાબી મુક્યો છે. આ વાત સાંભળી હું શરમીંદો થયો, ને વજીર ઉપર ધુસ્સો આવ્યાથી તેને ગરદન મારવાનો હુકમ કીધો. જ્યારે જલ્લાદો વજીરને હાથ પકડી લઈ જવા લાગ્યા, ત્યારે ફરે-હંગના પાદશાહના એલચીએ અરજ કીધી કે, એની તકસીર સા-બીત થયા વગર કતલ કરવો દુરસ્ત નથી. અગરચે એ તકસી-રવાન છે તો તેને કેદમાં રાખી, ગુનાહની સાબીતી થયાપછી ગરદન મારવો એ ઇનસાફનો રસ્તોછે. આ વાત મારી અકલમાં વાજ-બી આવ્યાથી વજીરને એક વરસ કેદ રાખવો. ને તે મુદતમા એનું બોલવું ખરૂં નહીં ઠરે તો ગરદન મારવો, એવો ઠરાવ કીધો. આ ખબર વજીરને ઘેર પોંહોચવાથી તેના ઘરમાં માતમનો પોકાર ઉઠચો, અને તેની એક ખુબસુરત છોકરી વરશ ચઉદની ભણેલી ગણેલી હોશીઆર એક ઇલાહેદા મકાનમાં પોતાની સહેલીએ સાથે રેહેતી હતી, તેની પાશે તેની માં રડતી કુટતી ગઈ, ને બોલી કે, મારે પેટે તું છોકરી પેદા થઇછે તે કરતાં લુલો લંગડો અથવા મા જુર છોકરો હોત તોપણ તે આવી આફત વખત કામ લાગતે. આ વાત સાંભળી છોકરી બોલી કે, કરવું ખુદાનું છે, પણ જે-

કામ છોકરો કરી શકેછે તે કામ હું પણ બજાવી શકું છઉં. પછી તેની માએ વજીર ઉપર લાલના દાણા બાબત પડેલી આફતની હકીકત તેની આગળ જાહેર કીધી. તે છોકરીએ પોતાની માને દીલાસો આપ્યો અને કહ્યું કે, આફત વખત ધીરજ રાખવી, ને ખુદાની બંદેગી કરવી કે, તે કોઈને વધારે દીવસ આફતમાં રેહેવા દેતો નથી. આવી દાનાઈની વાત સાંભળી વજીરની ઓરત પોતાના મુકામ તરફ ચાલી ગઈ. વજીરજાદીના મનમાંથી આ વાતનો દગદગો દુર થયો નહીં તેથી રાતનો વખત થતાંજ તેણે પોતાના ખોજાને બોલાવી, મુસાફરીનો સામાન સરંજામ તઈઆર કરાવી, નોકર ચાકરો સાથે નેસાપુર તરફ રવાને કરયો, ને પાછળથી પોતે પણ મરદાની લીબાસ પેહેરી, ઘોડે સ્વાર થઈ, રૂખસત થઈ. બામદાદ થતાં વજીરજાદી ગુમ થવાની ખબર તેની માને પોંહોંચી. બદનામી પોંહોંચવાના સબબથી તે વાત તેણે છુપાવી રાખી. વજીરજાદીએ પોતાનું નામ સોદાગર રાખ્યું, ને મંજલ દરમંજલ કરતી કરતી નેસાપુર શેહેરમો દાખલ થઈ, અને એક ધરમશાળામાં રાત ગુજારી. બીજે દીવસે સહવારમાં રૂમની તરફનો મરદાની સોદાગરી પોશાક પેહેરી, શેહેરમાં સેર કરવા નીકળી. બજારમો એક ઝવેરીની દુકાન આગળ જઈ ઉભી. તે દુકાનદાર સોદાગર પચાશ વરશની ઊંમરનો, જામો પેહરી દબદબાથી બેઠેલો હતો; અને બીજા લોકો તેની બાજુ ઉપર બેઠેલા દીઠા. વધારે નજર પોંહોંચાડતાં એક ગોશામો બે પીંજરાં નજર આવ્યાં. તેમાં બે મરદ કેદ કરેલા હતા અને તેની આજુબાજુ બે હબશી ઉભા હતા. બીજા ગોશામો એક હાથીદાંતની ચોકી ઉપર

મખમલનું બીછાનું હતું, અને તે ઉપર એક કુતરો, ને તેના ગળામે જે મુજબ સાંભળ્યું હતું તે મુજબના લાલના દાણાં બારનો હાર ઘાલેલો હતો; અને આજુબાજુ બે ખુબસુરત ગુલામ ઉભા હતા—તેમાં એકના હાથમાં કુતરાનું મોહોડું લુછવાનો નકશીદાર રૂમાલ, ને બીજાના હાથમાં માખી ઉરાડવાનો જડાવ મોરછલ હતો. તે દુકાનના મીજલસી લોકો, વજીરજાદી તરફ જોઈ, તારીફ કરતા હતા કે, આવો ખુબસુરત સોદાગર બચ્ચો કોઈ દીવસ જોવામે આવ્યો નોહોતો. પછી તે દુકાનદારે પોતાના ગુલામસાથે વજીર-જાદીને બોલાવી, તાજીમ તવાજેથી બેસાડી પુછ્યું કે, તું કહ્યા મુ-લકના સોદાગરનો છોકરો છે? તારૂ નામ શું છે, તથા તું સા કારણ સારૂ આ મુલકમાં આવ્યોછે? ત્યારે વજીરજાદીએ જવાબ દીધો કે, હું મુલકે રૂમના એશતમબોલ શેહેરનો રેહેનાર છઊં. મારો બાપ મોહોટો સોદાગરછે. તે જઈફ થવાથી મને સોદાગરી સારૂ મોકલ્યો છે. દરીઆને રસ્તે નીકળવું મુનાસબ નહીં લાગવાથી પગરસ્તે આ અંજાણ્યાં શેહેરમો આવી પોંહોચ્યો છઊં, ને તારી નેકનામી સાંભળી, તારી મુલાકાત ને આવ્યો છઊં, તે ઉમેદ હાંસીલ થઈ. હવે હજ કરવા જવાનો ઈરાદો રાખ્યું છઊં. બોજા સોદાગરે ઘણી આજીજી કરી, વજીર બચ્ચાને કહ્યું કે, હું તને જુદું મકાન આપું છઊં તેમાં તું તારો સામાન લઈ આવીને રેહે. હું સઘળો સામાન તને સારો નફો મળે એ રીતે વેચાવી આપીશ. પણ તું હવે મારા ફરજંદ માફક છે; વાસ્તે મારી પાસેથી જવાની વાત નો કર. વજીર બચ્ચાએ પોતાનો એક નોકર બોજા સોદાગરના નોકરો સાથે મોકલ્યો, અને પોતાનો સામાન સરાહમાંથી મંગાવી

એક જુદાહેદા મકાનમાં રખાવ્યો. શામ પડવાથી ખોજા સોદાગરે દુકાન બંધ કીધી, ને વજીર બચ્ચાનો હાથ પકડી, પોતાના મકાન તરફ લઈ ગયો. પેલા કુતરો અને બે કેદીઓનાં પીંજરાં હબશી ગુલામો, ખોજા સોદાગરને ઘેર લાવ્યા. ખોજા સોદાગરનાં આલીશાન મકાનમો વજીર બચ્ચાને બેસાડયો, અને બંનેએ તારીફ લાયકનો શરાબ પીધો, અને દશતરખાન ઉપર બેઠા. ત્યાં તરેતરેનું ન્યામત ખાનું આવ્યું, તેમાંથી અવ્વલ એક રીકાબીમાં પેલા કુતરાને સારૂ ખોજા સોદાગરે મોકલ્યું. તે કુતરો ખુરસી ઉપરથી નીચો ઉતર્યો, અને ખાનું ખાઈ પાછો ખુરસી ઉપર બેઠો; અને તેના ખાતાં વધેલું તે પેલા પીંજરાંમાં બે કેદીઓ હતા તેને બાહાર કાઢી, તેની પીઠ ઉપર સોટાનો માર મારી, ખવાડી પાછા પીંજરાંમો ઘાલ્યા. આ કામથી ફારેગ થયા બાદ ખોજા સોદાગરે વજીર બચ્ચાને પાસે બેસાડીને ખાનું ખાવાનું કામ જારી કીધું. પણ વજીર બચ્ચાએ ખુમચામો હાથ ઘાલ્યો નહીં. ત્યારે ખોજા સોદાગરે નહીં ખાવાનો સબબ પુછ્યો. વજીર બચ્ચો બોલ્યો કે, જાનવરનું ખાધેલું માણસજાતને ખવાડયું, એ શરેહથી ઉલટું છે; કેમકે સર્વ પ્રાણીમાં માણસજાત શ્રેષ્ટછે તેથી મને એમ લાગેછે કે, તમે મુસલમાન નથી; વાસતે એનો ભેદ સમજ્યા વગર, તારે ત્યાંનું ખાનું મારે હરામછે. પછે ખોજા સોદાગર બોલ્યો કે, હું એ વાત સમજું છઊં, ને એજ કારણથી મારૂં નામ ખાજાસંગપ્રસ્ત રાખ્યું છે; અને આ શેહેરમાં મને મોટી બદનામી છે. એવું કહી કલમો ભણી બતાવી, વજીર બચ્ચાની ખાતરી કરી કે, પોતે મુસ-

લમાન છે. બાદ વજીર બચ્ચો બોલ્યો કે, તારે એ બદનામી લેવાનું શું કારણછે? ત્યારે તેણે જવાબ દીધો કે, એ મારો છુપો ભેદ કોઇને જાહેર નહીં થાય તેને સારૂ બદનામી કબુલ કરી છે, તથા સરકારમાં બમણી જકાત ભરૂં છઊં; પણ કોઇને ભેદ કેહતો નથી, અને તુને પણ એ સાંભળવામો નફો નથી. પછી વજીર બચ્ચો ચુપ રહ્યો, અને બંને ખાનું ખાવા લાગ્યા. એ રીતે બે માસ સુધી વજીર બચ્ચો ખોજા સોદાગર સાથે હળીમળીને રહ્યો; પણ તે ઓરત છે, હેવું કોઇના સમજ્યામાં આવ્યું નહીં. એક રોજ વજીર બચ્ચો અશરાફ લોકોની રૂબરૂ રડવા લાગ્યો, તેવારે ખોજા સોદાગરે તેની ખાતરદારી કરી પુછ્યું કે, તું સાવારતે રડેછે? તેણે જવાબ દીધો કે, તમે મારા ઉપર મારા બાપ કરતાં ઓર પ્યાર રાખોછો, ને તમે જેવી નાજપરવરી કરી તેવી મારા બાપે પણ કોઇ દીવસ કરી નથી; તેમ છતાં મારે તમારી જુદાઇ કરવાનો વખત આવ્યો છે. ખોજા સોદાગર બોલ્યો કે, તારા જવાથી મારો જાન કબજ થઇ જશે; વાસ્તે મારા ગુજરયા પછી તારી મરજીમાં આવે ત્યાં જજે. આ ફારસના મુલકનાં હવાપાણી તને સારાં માફક છે; માટે તું હીયાં રેહે. મારે ફરજંદ નથી તેથી તુંજ મારૂં ફરજંદછે, અને આ માલમતા બધું તારૂં છે. અગર તારી મરજી ચાહેતો તારા બાપને પણ હીયાં બોલાવી લે, ને આજ શેહેરમાં મુકામ રાખ. વજીર બચ્ચાએ આજીજીથી કહ્યું કે, એ સઘળી વાત ખરીછે; પણ મેં મારાં માબાપને એક વરશની મુદતમાં પાછો જઇ મળવાનો કોલ આપ્યો છે. તે મુદ્દત સર હું નહીં જાઊં તો, તેઓ મારા ઉપરથી એતકાદ ઉઠાવે, ને અફસોસથી જાનથી બેજાન થાય તો લોકોમાં

મને મોટી નામોશી મળે; વાસ્તે મને રજા આપ. હું તેઓને મળી પાછો તારી ખીદમતમો હાજર થઇશ. જ્યારે વજીર બચ્ચાની આવી મીઠી જબાનથી હકીકત સાંભળી, ત્યારે ખોજા સોદાગરને રેહમ આવી, ને તેની સાથે પોતે પણ જવાની તઇયારી કીધી, અને તેના દોસ્ત સોદાગરો પણ સાથે જવાને તઇઆર થયા. તમામ લોકોએ ડેહરા, તંબુ, શેહેરની બાહાર મારચા, ને પોતપોતાની કુદરત મુજબનો સોદાગરી અસબાબ અને પાદશાઇ લાયકની ચીજો સાથે રાખી. શેહેરની બાહાર ગોયા એક ફોજ પડી હોય એવો દમદમામ દેખાવા લાગ્યો. એક દીવસે નેક સાયત જોઇને સોદાગરોએ ત્યાંથી મુકામ ઉઠાની ચાલવા માંડ્યું. તે વખત પાંચશો ગુલામ, પાંચશો જંગી સમશેર મારનાર તુરકીઓ અને બીજા અરબી ઘોડેસ્વાર ખોજા સગપરસ્ત સાથે હતા. પેલો કુતરો અને બંને કેદીના પીંજરાં ઊંટો ઉપર મુકેલાં હતાં, ને વજીર બચ્ચો સુખપાલમાં બેઠેલો હતો. મનજીલ દરમનજીલે મુકામ થતો તે વખત ખોજા સોદાગરને મુકામે ખાનું તઇયાર થતું, ને સઘળા સોદાગરો એકજ મીસલમો ખાનું ખાતા, અને શરાબ પીતા હતા. કેટલીક મુદતે ખેરે આફીયતથી મુલકે રૂમનાં એસતમબોલ શેહેરની સરહદ ઉપર જઇ પોહોંચ્યા, અને શેહેર બાહાર મુકામ કરી, વજીર બચ્ચાએ ખોજા સગપરસ્તની રજા લીધી કે, મારા માબાપને મળી, એક મકાન તારા મુકામને સારૂ મુકરર કરી પાછો આવું છઊં. એવું કહીને પોતાના ઘર તરફ ગયો, ને મરદાની લીબાસથીજ મા પાસે જઇ પગે પડ્યો. માએ તેને ઓળખીને કહ્યું કે, તારૂં કાળું મોઢું મને

બાડવા શું કરવા આવી? તેં માબાપને મોટો બટ્ટો લગાડચો. તે વખત વજીરજાદી બોલી કે, મેં કઇ રીતે ખરાબ કામ કરચું નથી. મારા બાપને છોડવવા સારૂ નેસાપુર શેહેર મરદાની લીબાસથી ગઇ, અને તે સોદાગર કે જેની પાસે કુતરો છે, ને તેના ગળામાં બાર લાલના દાણાં છે તેને મારી સાથે લઇ આવી છઊં. હવે એક દીવસની રજા આપેતો પુરતું કામ કરી, તારી ખીદમતમો હાજર થાઊં. આ વાત સાંભળી વજીરની ઓરત ઘણી ખુશી થઇ, અને છોકરીને ગોદમાં દબાવી પ્યાર કરી તેને રજા આપી. તે પાછી મરદાની પોશાક કરી ચાલી એટલામો ખોજા સોદાગર વજીર બચ્ચાને વીલંબ થવાથી તેને શોધવા સારૂ શેહેરમાં આવ્યો. તે રસ્તામો સામો મળ્યો. પછી એક બાગ પસંદ કરી ત્યાં ડેહરા' તંબુ લાખ્યા; ને સઘળા સોદાગરોએ એક દશતરખાન ઉપર ખાનું ખાધું. એક પોહોર દીવસ રહ્યો ત્યારે તમાશો જોવા તંબુની બાહાર ફરશ કરીને બેઠા, એટલામો એક અમીર સીકારે જતો હતો તે ત્યાં આવ્યો, અને તપાસ કરવા લાગ્યો. ખોજા સોદાગરે ગુલામ મોકલી તેને બોલાવ્યો, અને મોહોટી શાહામતથી બેસાડચો. ખોજાની મીજલસ અને પેલા કુતરાને જોઇને તે તાજુબ થયો. ખોજાએ તેને જીયાફત આપી, અને કેટલાએક હદીઓ આપી રવાને કરચો. બીજે દીવસે તે અમીર પાદશાહનાં દરબારમો ગયો, અને ખોજા સોદાગરની મીજલસનાં તરીકાની અને પેલા કુતરા અને પીંજરાંમાંના બે કેદીની હકીકત જાહેર કીધી. પાદશાહ તે સાંભલી ઘુસ્સે થયો અને તે સોદાગરને કતલ કરવાનો હુકમ આપ્યો. ઇત્તેફાક એહવો બન્યો કે, તે વખત પેલો ફરહંગનો એલચી હાજર હતો.

પાદશાહાનો હુકમ સાંભળી તેને હસવું આવ્યું, તેથી પાદશાહ વધારે ઘુસ્સામાં આવ્યો, ને તેને કહ્યુ કે, તું દરબારમો બેઅદબી કરેછે. ત્યારે તેણે અરજ કરી કે, પાદશાહ સલામત, તે સોદાગર નાહક મારયો જાએછે; વાસતે તેને બોલાવી તેનો હેવાલ સાંભળ, અને તકસીરવાન ઠરે તો તારી નજરમો આવે તે કર. પાદશાએ એલચીની વાત સાંભળી કયાસ કરયો કે, વજીરની કહેલી વાત સાચી પડી, ને પછી ચોબદારોને હુકમ કરયો કે, તે સોદાગરને તમામ સરંજામ સાથે બોલાવી લાવો. ચોબદારો ખોજા સોદાગર પાસે ગયા, ને પાદશાહનાં ફરમાંનની વાત કહી. તેજ વખ્ત તે અને વજીર બરચો ઊંમદા પોશાક કરી કુતરો અને બે કેદીનાં પીંજરાં અને બીજો અસબાબ લઈ, પાદશાહની હજુર હાજર થયા, અને એક ખુમચો ઝવેરાતનો ભરેલો નજર કરી, અદબસર રૂબરૂમાં ઉભા. પાદશાહ ગુસ્સાથી પુછવા લાગ્યો કે, એ ખોજા સોદાગર, તું સગપારસ્ત સોદાગર કેહેવાયછે, માટે તારો મજહબ કહ્યો છે, તે બયાન કર. ખોજા સોદાગરે અરજ કરી કે, ખુદા એકજ છે, ને હું મુસલમાનનો ધરમ પાળું છઊં, ને મહમદ મુસતેફાનો કુલમો પડયો છઊં. પાંચ વખ્ત નીમાજ કરૂં છઊં, ને હજ પણ કરીછે. મારી મતલબની છુપી વાત કોઈને જાહેર ન થાય તેથી બમણી જકાત ભરૂં છઊં ને મને લોકોમાં મળેલી બદનામી મેં કબુલ રાખીછે. પાદશાહ વધારે ગુસ્સે થયો ને બોલ્યો કે, તું મને ફોસલાવેછે; મગર સાચી વાત કહ્યા વગર તારો છુટકો થવાનો નથી. આખરે ખોજા સોદાગર લાચાર થયો, અને પોતાનો જાન બચાવા, જાહેર કીધું કે, પેલા પીંજરાં-

માના બે કેદીને તારી રૂબરૂ બોલાવ કે, તેની સમક્ષ હું મારો હેવાલ જાહેર કરૂં. પાદશાએ તે બંને કેદીને પીંજરાંમાંથી બાહાર કઢાવી ખોજા સોદાગરની રૂબરૂ ઉભા કીધા.

ખોજા સોદાગર પોતાનો હેવાલ કેહેવા લાગ્યો કે, આ બંને કેદીઓ મારા મોટા ભાઈ છે, ને હું એઓથી નાનો છઊં. અમારો બાપ ફારસના મુલકનો સોદાગર હતો. હું ચઉદ વરશની ઉંમરનો થયો ત્યારે તે ગુજરી ગયો. એક દીવસ મારા ભાઈઓએ કહ્યું કે, આપણા બાપની માલ મીલકત વેહેંચી લેવી જોઈએ. મેં ઈનકાર કરયો કે, હું નાદાન છઊં, ને તમે મારા બાપની જગો ઉપર છો. તમે મને ટુકડો રોટી આપશો તે ઉપર હું શુકર ગુજાર કરીશ. પણ એ વાત બંને ભાઈઓએ કબુલ કીધી નહીં, ને મને કહ્યું કે, તું અમોને ખરાબ કરવા ચાહેછે. હું એ વાત સાંભળી ચુપ રહ્યો. બીજે દીવસે સહવારમો એક પ્યાદો આવ્યો, ને મને દરબારમો લઈ ગયો. ત્યાં કાજીએ મને બંને ભાઈની રૂબરૂ ફરમાવ્યું કે, તારા બાપની મતા કેમ વેહેંચી લેતો નથી. મેં જે મુજબ મારા ભાઈને જવાબ દીધો હતો તે મુજબ કાજીને જવાબ આપ્યો. ત્યારે બંને ભાઈ બોલ્યા કે, હીસ્સાથી હાથ ઉઠાવી ફારગતી લખી આપ. મેં કાજીની સહી મોહર સાથે ફારગતી લખી આપી અને ત્યાંથી રૂખસત થયો, અને એક મારા બાપુકા મકાનમાં જુદો રહ્યો. તે ઘર પણ મારા ભાઈઓએ ખાલી કરાવ્યું, તેથી બીજું મકાન ખરીદ કરી તેમાં મુકામ કીધો. મારી સાથે આ કુતરો પણ હતો ને હું સઉથી નાનો તેથી મારા બાપનો પ્યાર મારા ઉપર જીયાદે હતો તેથી હર સફરે

નવાઇની ચીજો મને લાવી આપતો. એ રીતે મેં મારો કેટલોક માલ ટોળે કરચો હતો. એક ફેરા એક તુર્કસ્તાનની લોંડી લાવ્યો હતો, ને બીજી સફરે એક ઘોડો લાવ્યો હતો. હું તેને માવજતથી રાખતો હતો, ને તે ઘોડો મારી સ્વારીમાં કામ આવતો હતો. જ્યારે મેં મારા ભાઇઓની ઇતિરાજી જોઈ, ત્યારે મારા ગુજરાન સારૂ મેં એક દુકાન બજારમો માંડી, ને ખુદાની મેહેરબાનીથી ત્રણ વરશમો સાહેબે દોલત થયો. પાદશાહ અને અમીરોને જે ઊંચી ચીજો જોઇએ, તે મારી દુકાનેથી ખરીદ કરવા લાગ્યા. અને રોજ બરોજ મને નફો અને વધારે આરામ મળતો ગયો. એક દીવસે હું મારા ઘરમાં બેઠો હતો, તેવારે મારો ગુલામ બજાર તરફથી પોકાર મારતો આવ્યો, અને કેહવા લાગ્યો કે, તમારા ભાઇઓ ઉપર ચોરીનું તોહમત આવ્યું છે, ને તેઓને ઇહુદીએ મુશકે ટાટ બાંધી માર મારતો લઇ જાયછે, ને કેહેછે કે, મારા રૂપીયાની નીશાં કરી આપો—નહીં તો તમારો જાન લઇશ. તમેં તો ઘરમાં બેશી રહ્યા છો, પણ ખુદાને ઘેર શું જવાબ દેશો. આ વાત સાંભળી હું હાંફલો ફાંફલો અને ખુલ્લે પગે બજારમો દોડતો ગયો, ને જોયુંતો બંને ભાઇઓને જેરબંદનો માર પડેછે. મેં સરકારી પ્યાદાઓને મારતાં અટકાવ્યા, ને ઇહુદીને મળી, લેન દેનથી વાકેફ થયો, એટલે મારો ગુલામ નાણાની થેલી લઇને આવ્યો, તેમાથી એક હજાર રૂપીઆ ઇહુદીને આપી મારા ભાઇઓને છોડાવ્યા. તે વખત તેઓના આંગ ઉપર સાબીત કપડું નોતું, ને બે ત્રણ દીવસના ફાકા પડેલા હતા. હું મારે ઘેર તેઓને લઇ ગયો, ને ગુસલ કરાવી, સારો પોશાક પેરાવી ખાનું ખવાડચું; પણ મારા બાપની

દોલત શી રીતે ફના કીધી તેને સારૂ મેં કઈ પુછયું નહીં. કેટલીક મુદત બાદ મેં વીશ હજાર રૂપીઆનો અસબાબ અને વાટખરચી આપી સોદાગરનું જહાજ બસરા તરફ જતું હતું તેમાં વેપાર વણજ કરવા સારૂ કેટલીએક તરેથી વાકેફગાર કરીને રવાને કીધા. એક વરશની મુદત પુરી થઈ કે, તમામ સોદાગરો પોતાના વેપારમો ફતેહ પામી પાછા આવ્યા; પણ એ બંને ભાઈઓ પાછા આવ્યા નહીં, અને તેઓનું શું થયું તે પણ કાંઈ માલુમ પડયું નહીં. મેં મારા એક સોદાગર દોસ્તને જઈને પછયું કે, તારા જાહાજમાં મારા ભાઈઓ બસરે આવ્યા હતા, તે સા સબબથી પાછા આવ્યા નહીં? ત્યારે તેણે ઉતર આપ્યો કે, તારો એક ભાઈ ખુરસાનમાં જુવારી લોકોની ખીદમત કરી, તે લોકો ભીખ તરીકે જે કઈં આપેછે તે ઉપર ગુજરાન કરેછે. અને બીજો ભાઈ ખુજે ફરાંસીસની છોકરી ઉપર આશક થવાથી તમામ અસબાબ બરબાદ કરી, બુજેખાના ઉપર પેરો ચોકી કરેછે. આવી બીજાલતની વાત તેને કેહવાને શરમ આવે તેથી કોઈ તેઓની ખબર તને કેહેતું નથી. આ વાત સાંભળી મારૂં મન રંજ થયું, ને બુખારા શેહેર તરફ જવાનો કસદ કીધો. કેટલીયેક મુદતે તે શેહેરમાં પોંહોંચ્યો, ને મારા ભાઈઓને સોધી કાઢી ખુશ પોશાક આપ્યા; પણ તેઓએ માલની અફરાતફરી કીધી તેને સારૂ મેં કઈં પુછયું નહીં. બાદ તેઓને સારૂ કેટલોક સામાન ખરીદ કરી ઘર તરફ આવવા નીકળ્યો. થોડી મુદતે નેસાપુર શેહેરની નજદીક આવ્યો, ત્યાં એક ગામમાં મુકામ કરી, બંને ભાઈઓને અસબાબ સુદ્ધાં રાખ્યા, અને હું મારે ઘેર આવ્યો. બેલણ દીવસ પછે

મેં અફવા ચલાવી કે, મારા ભાઇઓ કમાઇને આવ્યા, તેને સામા લેવા જાઉં છઉં. તે રાત ગુજરી. બીજે દીવસ પરોઢી-યાંમાં તે ગામનો એક શખસ મારી પાસે ફરીઆદ લાવ્યો કે, તારા ભાઇનો અસબાબ ચોર લોકો લુટી ગયા, ને તેની સાથે અમારો માલ પણ ગયો. અગર તેઓને ત્યાં રાખ્યા નહીં હોત તો અમારા ગામવાળાના અસબાબોને ધોકો લાગત નહીં. આ વાત સાંભળી હું અફસોસ કરવા લાગ્યો, ને તે ગામે જઇ બંને ભાઇઓ નવસતરા પાદરે બેઠા હતા તેને કપડાં પેરાવી મારે ઘેર લાવ્યો. શેહેરના લોકો ભાઇઓને આવ્યાની ખ-બર સાંભળી ઇસતકબાલને આવતા હતા; પણ શરમને મારે તેઓ કોઇની મુલાકાત કરતા નોતા. એ રીતે ત્રણ માસ ગુજર્યા. બાદ મેં સોદાગરી અસબાબ તઇયાર કરયો, ને ઝાજમાં હું એ બંને ભાઇઓને સાથે લઇ રવાને થયો. ઝાજનું લંગર ઉઠાવ્યું તેવારે આ કુત્રો કીનારા ઉપરથી ભુંકવા લાગ્યો, ને દરીઆમાં કુદી પડયો. મેં તેને સારૂ એક મછવો મોકુલ્યો, ને તેમાં તેને બેસાડી મારાં ઝાજ ઉપર લીધો. એક માસ ઝાજમાં ગુ-જરયો તે દરમીઆન એક દીવસ મારી લોંડી ઉપર મારો વચલો ભાઇ આશક થયો તેથી બંને ભાઇઓએ મને મારી નાખી, તમામ અસબાબના માલીક થવાનો કસદ કીધો. હું ઝાજની કોઠડીમાં સુતો હતો, ત્યાં વચલો ભાઇ આવી, મને ઉઠાડી લઇ ગયો. મેં જઇને જોયુંતો મોટો ભાઇ એક બારદુ ઉપર બેસી દરીઆમાં નીગાહ કરેછે. મેં તેને પુછયું કે, શું છે? ત્યારે તેણે જવાબ દીધો કે, અજાયેબ ખેલછે કે, માછલીઓ પરવાળાં અને મોતીઓનાં

ઝાડ લઇ નાચેછે. મને અગર આ વાત કોઇ પાદશાએ કહી હોત તો-પણ હું માનત નહીં; મગર મારા ભાઇના બોલવા ઉપર એતકાદ રાખી, તેની પાસે જઇ, નીચું માથું કરી જોવા લાગ્યો, એટલે પાછળથી વચલા ભાઇએ મને દરીયામાં ફેંકી દીધો, ને પોકાર મારી મકર કરવા લાગ્યો કે, મારો ભાઇ દરીયામાં ડુબેછે તેને કોઇ ખુદાને વાસ્તે કાઢો; પણ ખુદા શીવાએ મને કોઇ કાઢનાર નોતો. ઇત્તેફાકન મને પડતો જોઇ પેલો કુત્રો કુદી પડ્યો હશે તેની પુછડી મારા હાથમો આવી, અને તેની મદતથી સાત દીવસ દરીયામાં ગોતાં ખાઇ, આઠમેં દીવસે કીનારા ઉપર આવ્યો. મારામો તાકત નોતી તેથી બેહોશ થઇ રહ્યો. જ્યારે હોશીઆરીમો આવ્યો ત્યારે રાતને વખતે બે કોસ ધીમે ધીમે ચાલ્યો આવ્યો, તો એક પાહાડ નજર આવ્યો. બામદાદની વખતે તેની પાસે એક શેહેર નજર આવ્યું તેમાં દાખલ થયો. બજારમો મેવા મીઠાઇની દુકાનો જોઇ ખાવાનું મન બેહદ થયું; પણ પાસે પૈસો નોતો તેનો અંદેશો કરતાં બે જુવાન ખાશે પોશાક પેહરેલા મારી સામાં આવ્યા. હું તેને જોઇને ખુશ થયો કે, એ મારા શેહેરનાછે—અગરતો મારા દોસ્તછે. પણ જ્યારે છેક નજદીક આવ્યા, ત્યારે મેં બરાબર ઓળખ્યા કે, એ બંને મારા ભાઇઓ છે. મને હીંમત આવી કે, અતરાપુ કરતાં એ મારી બરદાસ્ત બરાબર કરશે. હું મોટા ભાઇને પગે પડ્યો, એટલે વચલા ભાઇએ મને એક લપડાક મારી દુર કીધો. આ જોઇ તાંહાં ઘણા લોકો ભેગા થઇ ગયા, ને પુછવા લાગ્યા કે, એણે શું ગુનાહ કીધોછે? ત્યારે તે લોકોને તેઓએ ફરેબથી સમજાવ્યું કે, એ મારા ભાઇ પાસે ગુલામ હતો,

અને તેનો આખો ભરોશો એના ઉપર હતો, તેને એણે દરીઆમ ફેંકી દઇ, તેનો તમામ ખજાનો અને માલ લઇ ગુમ થઇ ગયેલો હતો તે હમોને ઢુંડતાં આજે હાથ આવ્યોછે. બાદ ત્યાં સરકારી સીપાઇઓ આવ્યા, તેને પણ જુઠું સમજાવી મને કોટવાલ પાસે લઇ ગયા, ને બંને ભાઇ પણ મારી પાછળ આવ્યા; અને કોટવાલને લાલચ આપી મારે માથે ખુનનું તોહમત લાવ્યા. બાદ ત્યાનાં હાકેમ પાસે મને લઇ ગયા. તેણે પણ મારા ભાઇઓનું બોલવું ભરોશા લાયક ગણીને મને ગરદન મારવો અથવા શુળીએ ચઢાવવાનો હુકંમ આપ્યો. જલાદ લોકો મને મેદાનમો ફાંશી દેવા લઇ ગયા, તે જગે ઉપર ખુદા શીવાએ મારો વાલી બીજો કોઇ નોતો. આ કુત્રો મારી નજદીકથી ખસતો નોતો તેથી લોકો તેને લાકડી મારી દુર કરતા હતા, પણ તે જતો નોતો, ને લોકોના પગ આગળ જઇ, આજીજીનાં ચીન્હ બતાવતો, ને આશમાન તરફ જોઇને રડતો હતો. ઇત્તેફાક એવો બન્યો કે, પાદશાહને કુલંજનો આજાર થયો. તેને મોટા મોટા નામાંકીત તબીબોએ ઇલાજો કીધા; પણ કોઇની દવાઇથી આરામ થયો નહીં. એક જઇફ અમીરે પાદશાહને અરજ કરી કે, અદના લોકોને ખેરાત કરવી ને બંધીવાનોના બંદ ખોલવા કે, તેની દુવા, દવાઇ કરતાં, વધારે જલદી અસર કરેછે; માટે એ ઇલાજ જલદીથી કરો. પાદશાએ તેજ વખત બંદીવાનોને છોડી દેવાનો હુકમ આપ્યો. ઝટ નોકરો જેલ તરફ દોડયા. એક ચેલો ઘોડેસ્વાર થઇને જતો હતો, તેણે મને શુળીએ ચઢાવતો જોઇને જલદીથી નજદીક આવ્યો, ને તરવારથી શુળીની દોરી કાપી લાખી; અને

સરકારી સીપાહીઓને પાદશાહનો હુકમ થયેલો સમજાવી, મને છોડાવ્યો. આ વાતની ખબર મારા ભાઈઓને થવાથી તેઓ કોટવાલ પાસે ગયા, ને તેને હદીઓ નજર કરી, જુઠું સમજાવી મને કતલ કરવાનો ઇલાજ કરયો. કોટવાલે મને પાછો પકડી મંગાવ્યો, ને રાત પડી ત્યારે તે શેહેરથી એક કોસ દુર એક પાહાડ હતો કે, જે હજરતે સુલેમાનના વખતમો દેવ લોકોએ તેમાં એક કુવાની મીસાલનું અંધારખાનું બનાવ્યું હતું, તેને જીંદાને-સુલેમાન નામ આપેલુંછે. પાદશાહનો જેની ઉપર ગજબ થતો તેને તેમાં લાખતા હતા કે જેથી તેની આખરી આવે. તેમાં મને સીપાહીઓ તથા મારા ભાઈઓએ લઈ જઈ ઓકાવી દીધો. આ કુત્રો અંધારખાનાનાં મથાળા ઉપર આવી બેઠો. ઇત્તેફાકન એક બે શખસ વાતો કરેછે, એવો આવાજ મારા કાન ઉપર આવ્યો; ને પાછળથી કોઈ રસી ઉપરથી મુકેછે એવે આભાશ લાગ્યો. એક સાયત બાદ કોઈ ચાલેછે એવી અચારત માલુમ પડી, ત્યારે મેં આવાજ મારયો કે, ભાઈઓ તમે કોણ છો? ત્યારે હસવા લાગ્યા, ને બોલ્યા કે, હમો પણ કેદી છઈએ. પછે જ્યારે મેં તેઓની પાસે એક ટુકડો નાનનો માગ્યો ત્યારે તેઓએ કંઈ જવાબ આપ્યો નહીં. હું લાચાર થઈ ચુપ બેઠો, ને જાન જવાની તક નજદીક આવી એવો વીચાર કરી, જારજાર રડતો હતો. પેલા બે કેદીઓને સારૂ એક શખસ પાહાડ ઉપર આવી રોટી રૂમાલે બાંધી લાખતો, ને સુરાહી પાણીની ભરી રસી બાંધી અંદર મુકતો તેથી તેઓનો ગુજારો ચાલતો હતો. આ રીતભાત કુત્રાએ જોઈ, મને ખોરાક પોંહોચાડવાની કોશીસ કરવા ચાહી, ને નજદીક

ગામ હતું ત્યાં જઈ નાનવાળાની દુકાનેથી નાન ઊંચકી લઈ નાઠો, ને પાહાડ ઉપર આવી મારા ઉપર લાખ્યું. તે ખાધાથી મને આસાયેશ આવી. બાદ તે કુત્રો પાછો ગામ તરફ ગયો, ને એક બુઢ્ઢી ઓરતની ઝુપડીમાં પેસી ડોલ અને રસી ઇશારેથી બતાવી, બુઢીઆના પગ આગળ આવી ગેલ કરતો, ને મોંઢામો લુગડું પકડી ખેંચતો. ખુદાનું ચાહાવું કે, તે બુઢીઆ સમજી અને તેને રેહેમ આવી. તે કુત્રા સાથે ડોલ રસી લઈને પાહાડ ઉપર આવી, ને મને ડોલથી પાણી પોંહોંચાડયું. હું પીને ઘણોજ આસુદો થયો. આવી રીતથી કુત્રાએ મને છ માસ સુધી રોટી અને પાણી પોંહોંચાડયું. એક દીવસે હું ઘણોજ ઘભરાયો અને ખુદાને અરજ કરી કે, મને જાનથી બેજાન કર, એવું કહીને પોકારી રડવા લાગ્યો. બાદ રાત એક ઘડી રહી તે વખત ગેબથી એક રસી અંદર આવી, ને આવાજ ગેબી મારા કાનમાં આવ્યો કે, રસીનો છેડો પકડી, બાહાર નીકળ. મેં જાણ્યું કે, મારા ભાઈઓને મારી ઉપર તરસ આવ્યાથી કાઢવા આવ્યા હશે. મેં તે રસીનો છેડો પકડયો—એટલે મને બાહાર ખેંચી કાહાડયો. ઉપર આવી જોઉંછ તો એક શખસ દીઠો. મેં તેને ઓલખ્યો નહીં. તેણે મને કહ્યું કે, જલદીથી હીયાંથી ચાલ. હું તેની સાથે પાહાડ ઉપરથી નીચે ઉતરયો, ત્યાં બે ઘોડા જીન મુકેલા તઈયાર દીઠા. એક ઉપર હું અને બીજા ઉપર પેલો મરદ સવાર થયા, ને ચાલતાં ચાલતાં દરીયા કીનારા ઉપર જઈ પોંહોંચ્યા. બામદાદનો વખત થયો, ને જોઉં છઉં તો મારી સાથેના સવારે પાદશાઈ પોશાક પેહેરેલો હતો, ને તમામ હથીયાર બાંધેલાં હતાં. તેણે મારો ચેહરો જોઈ એકા-

એક ગરમ થઇ, મારા ઉપર તરવાર ખેંચી, તેવો હું દેહશતનો મારયો ઘોડા ઉપરથી જમીન ઉપર પડયો. ઉઠીને તે જુઆનની આજીજી કરવા લાગ્યો કે, એ અજીજ તેં મને બંદીખાનામાંથી કાહાડી જાન બક્ષ્યો, ને હવે સા વાસ્તે મને કતલ કરેછે? મારી મીનતજારી કરવાથી તેને રેહેમ આવી, ને પાછો ઘોડેસ્વાર કરી સાથે લઇ ચાલ્યો. રાતને વખતે એક જંજીરામો જઇ પોહોંચ્યા. ત્યાં મુકામ કીધો. પેલા જુવામરદે મને પોતાની પાસે બેસાડયો ને ફરમાવ્યું કે, તારી તમાંમ હકીકત ખરેખરી જાહેર કર. મેં મારો હેવાલ બોલીને કહ્યો, ત્યારે તે પણ રડવા લાગ્યો, અને બોલ્યો કે, હવે તું મારો હેવાલ સાંભળ.

જુવામરદ બોલ્યો કે, હું જેરબાદના રાજાની બેટી છઊં, ને તારી સાથે જે ગબરૂ જીંદાને સુલેમાનમાં કેદ હતો તે મારા કાકાનો છોકરો થાયછે, ને તેનું નામ બેહેરેમનછે. એક દીન એકાદશીને દીવસે રાજાએ હુકમ કરયો કે, તમામ રાજકુટંબના કુંઅેરોએ હથીયારબંદ નીકળી મેદાનમો હથીયારથી ખેલવાની રમત બતાવવી. તે મુજબ જ્યારે ચોકમો રમત ચાલવા લાગી ત્યારે હું અને મારી માં જરૂખામાં બેસી તમાસો જોવા લાગ્યાં. દીવાનનો પુત્ર ઘણો ખુબસુરત હતો અને તે ઘોડાને સારી ફેરફૂટકથી ચલાવતો હતો. હું તેના ઉપર આશક થઇ, તેથી મારી એક દાઇ પાસેથી મેં તેને છુપી રીતે બોલાવી મગાવ્યો. બાદ તેની સાથે મોહોબત થવાથી તે પણ મારી ઉપર આશક થયો, ને દરરોજ મારા મેહેલમાં આવવા લાગ્યો. કેટલીયેક મુદત ગુજસ્યા બાદ, એ જુવાનને હથીયારબંદ મારા મેહેલમાં આવતાં

પેરેગીરેએ પકડ્યો, ને રાજાની હજુર લઈ ગયા. રાજાએ તેને કતલ કરવાનો હુકમ આપ્યો, તે વખત અમીર ઉમરાવોએ જાન બક્ષ્યાની ઇલતેમાસ કીધી તેથી રાજાએ તેને જીંદાને સુલેમાનમાં નાખવાનો હુકમ આપ્યો, ને તેની સાથે જે મરદછે તે તેનો દોસતછે, તે પણ તેની સાથે પકડાયો તેથી બંનેને તે પાહાડની અંદરના કેદખાનામો કેદ લાખ્યાછે. એ બંનોને કેદખાનામો ત્રણ વરશ થયાં; પણ કોઈ રીતે તેઓનો નીકાલજ આવતો નથી. એ બંને મારા મેહેલમાં સા વાસ્તે આવતા હતા તેની તપાસ કોઇએ કરી નહીં, તેથી મારી આબરૂ ખુદાએ બચાવીછે, ને હું દર અઠવાડીયાંમાં એકે વખત તે પાહાડ ઉપર જઈ તેઓને રોટી પાણી પોંહોંચાડું છઉં. ગઇ કાલે મને ખાબમાં એક શખસે આવી કુહ્યું કે, બે ઘોડા લઇને પાહાડ ઉપર જા, અને બીચારા ગરીબને જલદીથી બાહાર કાઢી લાવ. હું એકદંમ ચોંકી ઉઠી, ને ઘોડા અને પોશાક લઈ તે જગે આવી, અને મારા આશકને કાઢવા સારૂ રસી અંદર લાખી; પણ તે કમ નસીબ અને તું નસીબદાર તેથી તેને બદલે તું બાહાર આવ્યો, ને મારી વાતથી વાકેફ થયો. ખેર, મારા એકબાલમાં હતું તે બન્યું. ખોજા સોદાગર કેહેછે કે, બાદ મને સાકરનો શરબત પાયો, અને પુરી કચોરી ઇત્યાદી તરેતરેની મીઠાઈ ખવાડી. એક લેહજા બાદ મને દરીઆ ઉપર લઈ જઈ, મારૂં બદન ચોળી, નહવાડ્યો, ને સારો પોશાક પેરવા આપ્યો. મેં ખુદાની બંદગી કીધી. ત્યારે મને પુછ્યું કે, તું મુસલમાન છે? મેં જવાબ આપ્યો કે હા. ત્યારે ખુશ થઇને મને કહ્યું કે, તારો

દીન મને સમજાવ. મેં તેને કલમો પડતાં શીખવ્યો, અને મારો મજહબ સમજાવ્યો. બાદ તે જગેથી મુકામ ઉઠાવી ચાલવા માંડયું બે માસ સુધી રાત દીવસ મનજલ કરતાં એક શેહેર જંગબારની સરેદીપની સરહદમો હતું ત્યાં જઈ પોંહોચ્યો, અને તે શેહેરમાં એક મકાન લઈ તેમાં મુકામ કીધો. આસુદે થયા બાદ કેટલોક જરૂરી સામાન તઈયાર કરયો, ને તે માશુક સાથે નીકાહ કીધો, ને વરશ ત્રણ તે શેહેરમાં ગુજાસ્યાં. એ અરસામો શેહેરના તમામ અમીર ઉમરાવ અને સોદાગરો સાથે મોહોબત થવાથી તેઓનો મારા ઉપર એતકાદ આવ્યો, ને મારો વેપાર રોજબરોજ વધતો ચાલ્યો, અને મારૂં નામ પણ શેહેરમાં મશહુર થઉં. એક રોજ હું વજીરને ઘેર સલામ સારૂ જતો હતો તારે રસ્તામો લોકોનો મોટો જમાવ જોઈ પુછયું કે, એ શું તમાશો છે? લોકો બોલ્યા કે, બે ચોરને સંગસાર*ની સજા સારૂ લઈ જાયછે. મેં અંદર ગુસીને જોયું તો મારા બંને ભાઈઓને મુશકે બાંધેલા ને પગ પકડી ઘસડી લઈ જતા હતા. મારો પીત્તો જોશ ખાઈ આવ્યો તેથી તે જલાદોને એક મુઠી અશરફી આપી અટકાવ કરયો, અને હું મારતે ઘોડે પાદશાહ પાસ ગયો, અને વજીરની સીફારશ લગાવી, પાદશાહની ઘણી આજીજી કરી, અને દાવેદારને પાંચ હજાર દીનાર આપી, બંને ભાઈઓને છોડાવ્યા, અને મારે ઘેર લાવી, પાક સાફ કરી, દીવાન ખાનામો મુકામ આપ્યો. હું તેની ખીદમત કરતો, ને એખલાસથી અમો

---

*સંગસાર એટલે માણસને અડધો જમીનમાં દાટી તેને પથ્થરનો માર મારવો તે.

સાથે ખાનું ખાતા. આ રીતે ત્રણ વરશ સાથે ઈત્તેફાકથી ગુજારયા. એક દીવસ મારી માશુક હમામખાનામાંથી નીકળી, ગફલતથી દીવાનખાંનામો ગઈ, ને ત્યાં કોઈ નજર નહીં આવ્યું, ત્યારે બુરખો ઉઠાવી ફરવા લાગી. એટલામો મારે વચલો ભાઈ એક ગોશામો સુતો હતો તેની નજર પડવાથી તે તેના પર આશક થયો, ને મોટા ભાઈ સાથે મસલત કરી, મારો જાન લેવાનો વીચાર કીધો. બાદ એક દીવસે મોટો ભાઈ રડવા લાગ્યો, ને તેને જોઈને વચલો ભાઈ પણ આંખમો આંસુ લાવ્યો, ને પોતાને વતન ઈરાન જવાની ખાહેશ બતાવી. મેં કહ્યું કે, હું તમારી બંનેની ખીદમતમાં હાજર છઊં, ને આપણે ત્રણે સાથે જઈએ. બાદ એ વાત મેં મારી માશુક આગળ કહી. ત્યારે તે અકલમંદ હતી તેથી સમજી બોલી કે, તારા ભાઈઓની દાનત બદછે તેથી તેનાથી તું હોશીઆર રેહેજે, ને ભરોશો તેઓમો બીલકુલ રાખતો નો. તારી મરજી થઈછે તો હું સાથે આવવાને હાજર છઊં. થોડાએક દીવસમાં સફરની તઈઆરી કરી, એક કાફલો તઈઆર કરયો, ને શેહેર બાહાર ડેરા તંબુ માર્યા, ને નેક સાએત જોઈને ચલ કુચ કીધી. એક દીવસે મારા વચલા ભાઈએ મને કહ્યું કે, આ મુકામથી આગળ જતાં દુર એક પાણીનો ચશમો છે, ને કેટલાક કોસ સુધી ગુલલાલા અને નાફરમાનનું મેદાનછે. તે જગો જોવા લાયકછે. અગર આવતી કાલે તે જગે મુકામ થાએતો સેર કરવામાં આવે. મેં તે વાત મનજુર કીધી, ને નોકર ચાકરને જલદીથી મોકલી તે જગે મુકામ કરવાનું ફરમાવ્યું. બીજે દીવસે પરોઢીઆમાં ઘોડા તઈઆર

હતા; પણ મારા ભાઇઓ બોલ્યા કે, પગે ચાલીને જવાની ખુબી જુદીજ છે. પછે મેં બે ગુલામને સાથે રાખ્યા, ને અમો ત્રણો ભાઇ પાઉપ્યાદલ તીરંદાજી કરતા ચાલ્યા. જ્યારે કાફલાથી દુર ગયા, ત્યારે મારા ભાઇએ મારી સાથેના બંને નોકરોને વારા ફરતી કાંમ બતાવી દુર કર્યા. ફકત આ કુત્રો મારી સાથે રહ્યો હતો. હું મારા ભાઇનાં કહ્યા મુજબ ચાલતો હતો, પણ તેઓની દગલબાજીએ મને આંધળો કરી નાંખ્યો તેથી કંઇ દુરઅંદેશી મને સુજી નહીં. જ્યારે એક કાંટાનું મેદાન આવ્યું ત્યારે મને પીશાબની હાજત થઇ. હું પીશાબ કરવા બેઠો એટલે વચલા ભાઇએ માથામો એક કારી જખ્મ તરવારથી મારચો, ને હું બોલવા ગયો એટલે મોટા ભાઇએ, બીજો જખ્મ મારચો, તેથી હું ગાફેલ થઇ જમીન ઉપર પડયો. પેલો કુત્રો તેઓની તરફ ભુંકવા લાગ્યો, ત્યારે તેને પણ એક જખ્મ મારયો, ને પોતે ફેલ કરી પોતાનું આંગ થોડું કાપી બદનને તથા કપડે લોહી લગાડી, પોકાર મારતા પેલા કાફલા તરફ ગયા, અને જાહેર કીધું કે, ચોર લોકોએ મારા ભાઇને મારી નાખ્યો, ને અમોને તેને સારૂ લડવું પડયું, તેથી જખ્મી થયા; વાસ્તે જલદીથી કાફલો ઉઠાવી ચાલો, નહીંતો આપણે બધા મારચા જઇશું. આ ખબર મારી માશુકને થતાંજ તે સમજી કે, હરામ નઇઅતનાઓએ દગલબાજી કીધી, તેથી તે પોતાનાં ગળામો ખંજર મારી બેજાન થઇ.

બીજા સોદાગર આજાદબક્ષ પાદશાહને કેહેછે કે, પાદશાહ સલામત બેઅદબી માફ છે; પણ એ કીનાખોર ભાઇઓએ મારેલાં જખ્મનાં નીશાણ જો, એવું કહી પોતાનું સોર અને

બદન ખુલ્લું કરી બતાવ્યું. તે જોઈ પાદશાહ અને અમીર ઉમરાવોની આંખમાં આંસું આવ્યાં, ને તરસ ખાવા લાગ્યા. પાદશાહ આજાદબખ્ત ફકીરોને કેહેછે કે, એ ફકીરો, ખોજા સોદાગરની વાત સાંભળી મને પણ તેના ભાઈઓ ઉપર મોહોટો ગુસ્સો આવ્યો.

ખોજા સોદાગર પાછો બાકીનો હેવાલ કહેછે કે, મારા ભાઈઓ કાફલો લઈ આગળ ચાલ્યા. હું અને કુત્રો જંગલમાં પડેલા હતા. ખુદા શીવાય ત્યાં મારી દાદ લેનાર બીજું કોઈ નોતું. હું જે જગે પડેલો હતો તે જગે સરનદીપની હદની હતી. નજદીકમાં એક મોટું શેહેર હતું. તેની એક બાજુએ પથ્થરની મુરતીનું એક દેવલ હતું. તે શેહેરનો રાજા હીંદુ હતો, ને તેની એક બેટી ઘણી ખુબસુરત હતી. તેની ઉપર ઘણાએક સાહજાદાઓ ખરાબ હતા. તે પોતાની કેટલીક સાહેલીઓ સાથે શીકારે નીકળી હતી, તેમાની ત્રણ સાહેલીઓ મારી તરફ આવી પોહોંચી. તેઓ મને જોઇને પાછી ફરી, અને સાહેબજાદીને જઈ કહ્યું કે, એક મરદ અને એક કુત્રો લોહીમાં ગરક થઈ પડેલાં છે. આ વાત સાંભળી તુરત શાહાજાદી ઘોડેસ્વાર થઈ સાહેલીઓની સાથે મ્હારી નજદીક આવી. મને અને કુત્રાને ઊચકાવી પોતાના બાગમો લઈ ગઈ, અને સરકારી ડાકટરોને બોલાવી મારૂં આંગ સાફ કરાવી મલંમપટ્ટા કરાવ્યા. હું હોશમાં આવ્યાથી જોઊં છઊં તો તમામ ઓરતોથી ઓરડો ભરેલો હતો, અને મલેકા ખુરસી લાખી મ્હારા માથા આગળ બેઠેલી છે. મલેકા હંમેશ મ્હારી બરદાસ્ત રૂબરૂ બેસીને કરતી, ને મારી વાતો સાંભળી

ખુશ થતી. એ રીતે દીવસ ચાળીસ ગુજર્યા. મને પુરો આરામ થવાથી ગુસલ કરાવી પાદશાઈ પોશાક પેહરાવ્યો, ને હકીમને ઇનામ આપી રવાને કરયો. એક દીવસે મલેકાએ મ્હારો હેવાલ પુછયો. મેં તે બોલીને કેહવાથી તે ઘણી આજુરદા થઈ, ને પોતાના મકાન તરફ રૂખસત થઈ. દરરોજ તે મારી ખબર લેવા આવતી, ને પાછી પોતાના મકાન ઉપર જતી હતી. એક રોજ હું નીમાજ કરતો હતો તે વખત પોતાની સાહેલી સાથે આવીને છુપી છુપી જોયા કરતી હતી. જ્યારે મેં આસમાન તરફ હાથ ઉઠાવી સેજદો કીધો ત્યારે હસવા લાગી અને બોલી કે, આ માણસ દીવાનો થયો છે કે શુ! હું તેના હસવાનો આવાજ સાંભળી બીધો, એટલે મલેકા નજદીક આવી પુછવા લાગી, એટલામાં તેની સાથેની સાહેલી બોલી કે, એ આદમી મુસલમાન છે, ને આપણા દઈતનો દુશમન છે. આ વાત સાંભળી મલેકા ગુસ્સે થઈ અને બોલી કે, મને અવલ હેવી ખબર હોત તો, હું એની પરવરશી હરગીજ કરત નહીં. આહાવું બોલી, ચાલતી થઈ. હું અફસોસ કરવા લાગ્યો કે, હવે મ્હારી પરવરશી શી રીતે થશે. એ રીતે ત્રણ દીવસ મોટા ગજબના ગુજાર્યા. ત્રીજા દીવસની રાતે મલેકા શરાબના જોમમાં સાહેલી સાથે મારા મુકામ ઉપર આવી, અને બાહાર બેસી શરાબ પીધો, ને મને દાઈ પાસે તેડાવીને કેહવા લાગી કે, મેં મારા દુશમનને ઘરમો રાખી મારા દેવનો મોટો ગુન્હો કીધો. દાઈ કેહવા લાગી કે, એનો એક ગુનાહ માફ કર, અને એનેં રેહેમ બખશ. તને નેકીનો બદલો ખુદા આપશે. આ વાત સાંભળી મલેકાનો ગુસ્સો નરમ પડયો. તેણે

દાઈ પાસે એક જામ શરાબ મંગાવી મને પાયો. થોડો વખત વીત્યા બાદ મલેકાએ દાઇને દુર કરી, ને મારી પાસે શરાબ માગવાથી મેં તે પ્યાલો શરાબનો ઉતાવળે તેને આપ્યો. ત્યારે બોલી કે, તેં મારા દીલમાં શું બુરાઈ દીઠી કે, તું ખુદાની બંદેગીનું કામ છાનું કરેછે. મેં જવાબ દીધો કે, તારા જેવી ખુશનુમા માશુકને એક કતરા પાણીથી ખુદાએ પેદા કીધી છે, અને તારીથી હજારો આદમીનાં દીલ દીવાનાં થાયછે. વળી દેવની મુરતી પથ્થરની સલાટની બનાવેલી છે, તેને હેમક લોકો જે એતકાદ રાખી પુજેછે તે દોજખના અધીકારી થાયછે. મ્હારી નસીહતોથી મલેકાનું ખુબ સખત દીલ પીગલી ગયું, અને કેહવા લાગી કે, મને તારો મજહબ સમજાવ. પછે મેં તેનેં કલમો પડાવ્યો, બાદ તે મુસલમાન થઈ, અને બોલી કે, મ્હારા માબાપ ભુત પરસ્ત છે, અને મારી માગણી મ્હારા કાકાના બેટા સાથે કરી છે, અને શાએદ ચાર પાંચ દીવસમાં શાદી પણ થાય, અને તેનાથી મને હમેલ રેહે, તેનો શું ઇલાજ કરવો. તેણે સલાહ આપી કે, તું ધરમશાળામાં જઈ મુકામ કર, એટલે મને લઈ જવાનું બુતાંનું તારા ઉપર આવે નહીં. વળી અજમ શેહેર તરફ જનારી કીશ્તીની તપાસ રાખી મને ખબર કર, એટલે આપણે બંને તે ઉપર સ્વાર થઈ ચાલ્યા જઇશું. મ્હારી દાઈ તારી પાસે રોજ ખબર લેવા આવ્યા કરશે. તેની સાથે સદેસા મોકલવો. આપણે આખરે લોંડીને ઝેહેર આપી મારી નાખીશું, એટલે આપણી વાતનો ભેદ કોઇના જાણવામાં આવશે નહીં. મેં એ સંકેત ઉપરથી ધરમશાળામાં જઈ મુકામ કીધો.

આસરે બે માસ ગુજર્યા બાદ સોદાગરો રૂમશામ તથા અશફહાન તરફ જવાને તઈયાર થયા. તેની સાથે મેં પણ જવાનો બંદોબસ્ત કીધો. પછી દાઈની મારફતે મલેકાની મુલાકત એક જગે ઉપર કરવાની ગોઠવણ કીધી. તે દાઈએ મલેકાને ખબર આપવાથી એક પોહોર રાત જતે, તે મેલાં કપડાં પેહેરી એક જવાહેર ભરેલો પેશતખતો લઈ, નીમેલી જગોએ આવી. મેં પેશતખતો લીધો, અને પછી અમો બંનો ત્યાંથી નીકળ્યાં. સહવાર થતે ઝાજ ઉપર સ્વાર થયાં. એક પોહોર દીવસ ચઢતે ઝાજનું લંગર ઉઠાવ્યું. એટલામાં તુરત કુરજા તરફથી એક મોહોટો આવાજ આવ્યો, તેથી નાખુદાએ ઝાજ લંગરવાર કર્યું. સોદાગરો અંદર અંદર વાત કરવા લાગ્યા કે, કુરજાનો ઉપરી દગો કરવા ચાહેછે. હેવું સમજી તમામ સોદાગરોએ પોતાની પાસેની ખુબસુરત લોંડીઓને સંદુકમાં છુપાવી. મેં પણ મ્હારી માશુકને પેટીમાં છુપાવી દીધી. એટલામાં શાહબેંદર સરકારી પ્યાદાઓને લઇને ઝાજ ઉપર ચઢી આવ્યો. મલેકા એક લોંડીને બેજાન કરી ગુમ થઈ હતી, તે વાત રાજાએ મનમાં રાખી જે સોદાગર લોકો પોતપોતાની લોંડીઓને લઇને અજમ શેહેર તરફ જતા હતા, તેઓની લોંડીઓને પોતાની હજુર હાજર કરવાનો હુકમ શાહબેંદરને આપ્યો તે ઉપરથી તે વાહાણપર આવી બોલ્યો કે, શાહાજાદીને સારૂ એક લોંડી વેચાતી લેવી છે. અંદર ખાનેથી રાજાની તેમ કરવાની મતલબ મલેકાને સોધી કાઢવાની હતી. શાહબેદરે તમામ સોદાગરોની તથા મારી સંદુકો ખોલાવી, અને તમામ લોંડીઓને કીશતીમાં બેસાડી કુરજામો લઈ ગયો. મેં

તે દીવસ અને રાત ભારી ઉદાસીમાં કાઢીયાં. બીજે દીવસે તમામ લોંડીઓ પાછી બાજારપર આવી; પણ મલેકા આવી નહીં. સોદાગરોને પુછવાથી તેઓ બોલ્યા કે, રાજાએ તારી લોંડી પસંદ કીધી હશે, તેથી તને તેની કીંમત અપાવીશું. મેં તે લોકોને રવાને થવાનું કહ્યું, ને હું કુત્રાને લઇને પાછો બંદર તરફ આવ્યો, અને એક જગેમાં મલેકાનો ઝવાહિર ભરેલો પેશતખતો મ્હારી પાસે હતો તેને જમીનમાં દાટી દીધો; ને બીજો અસબાબ શાહબેદરને આપી, શેહરમાં રાજાના મકાન આગળ તથા અને ગલી દરગલીમાં દીવાનાની માફક ફરયો, પણ કઇં મલેકાનો પત્તો લાગ્યો નહીં. આખરે શક ગુજરવાથી શાહબેદરનાં ઘરમાં ઓરતનો પોશાક પેહેરી એક સુરાખને રસ્તે ઘુસ્યો. ત્યાં મલેકાને એક ખુણામો બેસી રડતી જોઇ. મેં તેની આશનાવાશના કરીને પુછયું કે, તારો શો હેવાલ બન્યો. તેણે બયાન કરયું કે, શાહબેદરે મને પસંદ કરી પોતાના ઘરમો રાખી, અને બીજી તમામ લોંડીઓને રાજા પાસે લઇ ગયો. રાજાએ તેઓને નાપસંદ કરી રજા આપી. તેથી મ્હરો ભેદ હજુસુધી કોઇ જગે ખુલ્યો નથી; અને રાજાએ બદનામી ટાળવા સારૂ મલેકા બીમારછે એવી અફવા ઉડાવી છે, અને ચાર પાંચ દીવસ પછી મરણ પામ્યાંની ખબર ચાલશે, એવો બંદોબસ્ત કીધેલો છે. શાહબેદર મ્હારી ઉપર બદ નજર રાખેછે, તેથી જબરદસ્તી કરશે તો હું તેને મારો જાન આપીશ. પણ તું એક ઉપાય કર. આ શેહેરમાં એક મોટું દેવલછે ત્યાં પુજા કરવા આવનારના જોડા મુકવાની જગે એક કામેળ રેહેછે, તે ઓઢીને ત્યાં તાહારે બેસવું. જે ત્યાં બેસેછે તે ગરીબ હોયતો તવંગર થાએછે. તેને પુજા

કરવા આવનાર પોતાની મગદુર મુજબ કઇં આપેછે. પછે ત્રણ ચાર દીવસે દેવના હુકમથી પુજારી કેટલેયેક માલ તેને આપેછે. બાદ ભુત પરસ્ત આવી, પોશાક આપી, તને રૂખસત કરશે; પણ તારે જવું નહીં, અને કેહેવું કે, પથ્થરની માતા મારી દાદ નહીં લેશે તો તેની પરવા નહીં; પણ મોટો દેવ મારી દાદ ખસુસન લેશે. પછે તે માતા તારી પાસે આવશે. તેની ઊંમર બસો ચાળીશ વરશની છે, ને તેને છોત્તેર છોકરાછે. અને તેનો હુકમ તમામ ભુત લોકો ઉપર છે. આ-જગાના તમામ લોકો માતાને તાબે રેહેછે; માટે તે તારી પાશે આવે તારે તેની દામન પકડી કેહેવું કે, તમારા ગામના શાહબેદરે મારી ઓરતને ખુબસુરત જોઇ છુપાવી છે તેને સારૂ વાજબી ઇ-નસાફ આપી મારી દાદને પોહોંચાડ. આ મુજબ મલેકાએ મને કહ્યું. તેજ વખત હું તે સુરાખમાંથી પાછો નીકળી બાહાર ગયો, અને બામદાદમાં પેલા દેવલ આગળ કાળી કામળી ઓઢીને બેઠો. મારી પાસે કેટલોક માલ જમે થયા બાદ, ચોથે દીવસે માતાના ભ-ગતો ભજન કરતા કરતા મારી પાસે આવી, મને માલ મતા આપી ઉઠી જવાનું કહ્યું. મેં મોહટા દેવની હીમાયત બતાવી કહ્યું કે, મ્હારે માલ સાથે ગરજ નથી. હુંતો મ્હારી દાદને પોંહોંચવા ચાહું છઊં. બાદ તે લોકોએ માતાને મ્હારી હકીકત કેહેવાથી તેણે મને બોલાવ્યો. હું તે માતા પાસે ગયો. તે જડાવ સીંઘ્રાશન ઉપર ને આજુ બાજુ બે છોકરા દશ દશ વરશની ઊંમરના લઇ બેઠેલી હતી. બુઢ્ઢી માતાએ મારો હેવાલ પુછ્યો. મેં કહ્યું કે, મારી ઓરતને શાહ-બેદરે છુપાવી છે તે અપાવો. તેજ વખત માતાએ પોતાની પાસે

બેઠેલા બે છોકરાને રાજા પાસે મોકલ્યા, ને કેહેવાડયું કે, આ મુસલમાનની ઓરતને શાહબેદર પાસેથી પાછી અપાવ, અને શાહબેદરને એવા જુલમ બાબત સજા કર. તેમ નહીં કરશે તો હમારો ગજબ આજ રાતનાં તારા ઉપર થનાર છે. આ હુકમ સાંભળી બંને છોકરા મને સાથે લઈ, ઘોડેસ્વાર થઈ, આગળ ભજંનીયા કીરતન કરતા રાજાના દરબારમાં ગયા. રાજા ઉઘાડે પગે સામો ઈશિતકબાલને આવ્યો, અને બંને છોકરાને લઈજઈ પોતાની પાસે સીંઘાશન ઉપર બેસાડયા. બંને છોકરાઓએ રાજાને માતાનો હુકમ સંભળાવતાંજ તેણે શાહબેદરને ઓરત સાથે બોલાવી લાવવાને ચોબદારો મોકલ્યા. તે વખત મારા મનમાં આવ્યું કે, મલેકા અત્રે આવ્યાથી ઓળખાશે તો હું મારયોજઈશ. આ ફીકરથી મારૂં મોઢું જરદ થયું. તે બંને છોકરા જોઈને સમજ્યા કે, મારી મરજી મુજબ હુકમ થયો નથી. ત્યારે સીંઘાશન ઉપરથી ઉઠીને ગુસ્સાથી રાજા તરફ જોયું, અને બોલ્યા કે, તને માતાની વાત ઉપર ભરોશો નથી. એટલામાં તમામ કચેરીના અમીર ઉમરાવો ઉઠીને બોલવા લાગ્યા કે, શાહબેદરની ચાલ ઘણી ખરાબ છે, અને તેણે એ તુરકીની ઓરત છુપાવી હશે એમાં કઈં શક નથી. રાજાએ તેજ વખત મને હુકમનામું પોતાને હાથે લખી સહી સીક્કો કરીને આપ્યું; અને માતાને એક રૂક્કો લખી કેટલાંક નજરાનાં સાથે આપ્યો. તે છોકરાઓએ લીધો અને અમો બધા માતા પાસે આવ્યા. તે રૂક્કો માતાને હવાલે કર્યો. તેમાં રાજાએ લખ્યું હતું કે, એ તુરકી મરદને કુલ અખ્તીયાર નામું આપ્યું છે તેથી શાહબેદર તેનો તમામ માલ અસબાબ અને તેની ઓરત તેને

હવાલે કરશે અને મ્હારાં આદમીઓ શાહબેદરને કતલ કરશે. આ રૂક્કો માતાએ વાંચી પાંચશો સ્વાર મારી સાથે આપ્યા, ને તેઓને ફરમાવ્યું કે, શાહબેદરને મુશકે બાંધી આ મરદને હવાલે કરે, અને તેનો તમામ અસબાબ પણ એનેજ અપાવવો; અને તમને રજા આપતાં સુધી તમોએ તેની ખીદમતમાં રેહવું. હું સ્વારો લઇને શાહબેદરનાં ઘર તરફ ગયો, ને તેને પકડી તરવારથી કતલ કીધો, અને મલેકાનો મીલાપ કીધો. બાદ તમામ ખજાનો મારે હાથ કરી, નોકર ચાકર અને સ્વાર લોકોને ઇનામ આપી, રૂખસત કીધા. એક વખત કેટલુંક ઝવેહરાત અને બાજી તોફારીક ચીજો લઇ, પાદશાહ પાસ ગયો, અને નજર કીધી. તે ઘણો ખુશ થયો, ને મને ઇનામ એકરાંમ ખુબ આપી, શાહબેદરનું કામ ચલાવાની મને સનદ આપી. હું તે કામ વાજબી રીતે ચલાવતો હતો તેથી મારૂં નામ રોજ બરોજ પ્રસીધ્ધ થતું ગયું, અને હું ઘણી સારી હાલતમો આવ્યો. બાદ મેં મલેકા સાથે નીકાહ કીધો. રાજાની મેહરબાની મ્હારા પર એટલી તો વધી કે, મને પુછ્યા શીવાએ કઇ કામ કરતો નોતો. એ રવેશે વરશો ગુજર્યાં. એક રોજ મારા મનમાં મારા ભાઇ કેહવી હાલતમાં હશે તેનો વીચાર આવ્યો, અને તેઓને સારૂ મારૂં દીલ રંજ થયું. એટલામો જંગબાર તરફના સોદાગરોનો કાફલો અજમ શેહેર તરફ જવાને સારૂ આવી પોહોંચ્યો, અને દસતુર મુજબ કેટલાક હદીઓ મને નજર કીધા. હું ફુરજા માસતર હતો તેથી બીજે દીવસે તેઓનાં માલની તપાશ કરવા ગયો. તે વખતમે શખસ કે જેઓના આંગ ઉપર સાબીત કપડું નહીં હતું તેઓ ગાંસડાઓ ઊચકી

મારી પાસે લાવતા અને મારા જોયા પછી લઇજતા હતા. મેં તેઓને ઓળખ્યા કે, એજ બંને મારા ભાઈ છે. હું મુકામ ઉપર ગયો, ને સીપાઇ સાથે બંનેને બોલાવી મંગાવી, પાક સાફ કરાવી, નવા પોશાકો આપી મારી પાસે રાખ્યા. એક રોજ હું બાગમાં હતો તે વખત બંને ભાઇઓ તરવાર લઇને મારા સીરાના આગળ આવ્યા. તે વખતે આ કુત્રાએ આવાજ મારચો તેથી પેહેરેગીર લોકો હોશીયાર થયા, ને બંનેને પકડી લીધા. લોકોએ લ્યાનત કરી કે, તારા ભાઈએ તારી જોડે બેરબાહી કીધી, તેનો બદલો તેને તમો આવો આપવાને તઈયાર થયા. આખરે, એ પાદશાહ આજાદબક્ષ! હું લાચાર થયો, ને મારો જાન બચાવવાનો ઇલાજ બીજો નજર આવ્યો નહીં, તેથી એ બંનેને આ પીંજરાંમો કેદ કીધા છે, અને કુત્રાએ મારો જાન બચાવ્યો તેથી એની હુરમત વધારી છે. ખોજા સોદાગર પાદશાહ આજાદબક્ષને કુરનીશ બજાવી કેહેછે કે, હે નેકીના જાણનાર દુનયાનાં પાદશાહ, મેં મારો તમામ હેવાલ જાહેર કીધો. હવે તારી નજરમો આવે તે હુકમ કર. પાદશાએ પેલા બે ભાઇઓને લીયાનત કરી, ખોજા સોદાગરને તેની મરૂવતને સારૂ આફરીન આપી. બાદ કુત્રાનાં કોટમાનાં લાલની બાબત હકીકત પુછવાથી, ખોજા સોદાગર કેહવા લાગ્યો કે, મેં શાહબેદરનો મરતબો ત્રણ વરશ સુધી ભોગવ્યો. તે વખતના દરમીઆનમાં એક દીવસ ઝરૂખામાંથી દરીઆની તરફ સેર કરતો હતો એટલામાં જંગલમાં બે શખસ નજર આવ્યા. મેં તેઓને ચોબદાર મોકલી બોલાવી મંગાવ્યા. તેમાં એક ઓરત અને એક નાતવાન જુવાન મરદ ઉમર વરશ વીશનો

હતો. મરદની બાંધ ઉપર તેનો એક ત્રણ વરશની ઊંમરનો છોકરો, જેનાં ગળામો હમેલની માફક બે એહતીનની કોથળી લાખેલી હતી. મેં તેનો હેવાલ પુછયો, ત્યારે અવલ તેણે ખાવાની તલબ કીધી. બાદ ખાનું ખાઇને ઉઠયો. અને પોતાની ઓરત પાસેથી એક થેલી લાવી મ્હરી હજુરમો નજર કીધી. તે તમામ યાકુત તથા ઝવાહીરની ભરેલી હતી. મેં તેને પુછયુ કે, તું એ કયાંથી લાવ્યો? તેણે અવ્વલ મારો હેવાલ પુછયો, તે મેં મુખતેસરમો કહ્યા બાદ તે પોતાનો હેવાલ કેહવા લાગ્યો.

જુઆન બોલ્યો કે, મારો બાપ સોદાગર હતો, ને મારી ચઉદ વરશની ઊંમર થઇ, ત્યારે મને સાથે લઇ જવાનો કસદ કીધો. મારી માંએ ઉજર બતાવી કે, એ છોકરો એટલે હું, સોદાગરીને લાયક થયો નથી; પણ મારા બાપે તેની વાત કબુલ રાખી નહીં, અને મને હીંદુસ્તાન તરફ લઇને ચાલ્યો. હીંદુસ્તાનમાં કેટલોક માલ વેચી, બીજો માલ ત્યાંથી ખરીદ કરી, જેરબાદ મુલક તરફ જવા નીકલ્યા. ત્યાં જઇ માલ વેચી તથા બીજો ખરીદ કરી વતન તરફ જવાને ઝાજ ઉપર સ્વાર થયા. એક માસની મંજલ કાપ્યા બાદ, વાહાણને તોફાન લાગ્યું, તે દીવસ દશ સુધી રહ્યું. માલમ અને ખલાસીઓએ વાહાણના બચાવસારૂ અતી ઘણી તદબીર કીધી; પણ તે સઘળી ફોકટ ગઇ. અગીઆરમે દીવસે તે ઝાજ એક પાહાડ સાથે અથડાયું અને તેના પુરજે પુરજા થઇ ગયા. માણસો અને માલ કાંહાં ગયો તેની કઇ નીશાણ રહી નહીં. મને એક પાટીયું હાથ લાગ્યું, તે ઉપર ત્રણ દીવસ ગુજારયા; પણ તોફાન કઇ નરમ પડયું નહીં. ચોથે દીવસે કીનારો

નજર આવ્યો, તે ઉપર કેટલીક મેહનતથી ઉતરી પડ્યો. હું આજુબાજુ નજર કરતાં એક ખેતરમાં લોકો ટોળે મળેલા, તે માદરજાદ અને શીહા રંગનાં દીઠા. તેઓ મને જોઇને મારી પાસે આવ્યા, ને બોલવા લાગ્યા. પણ તેની બોલી મારા સંમજ્યામો આવી નહીં. પેલું ખેતર ચણાનું હતું, ને સઘળા લોકો તેમાંથી ચણા ખાતા હતા. મને ઇશારત બતાવ્યાથી મેં પણ ખાધા, ને પાણી પીઇને આસુદો થયો, ને આરામ કીધો. જ્યારે ઊંઘી ઉઠ્યો ત્યારે એક હબશી મારી નજદીક આવ્યો, ને મને ઇ-શારતથી રસ્તો બતાવ્યો. હું તે રસ્તે ચાલતો થયો. ત્રીજે દીવસ એક કીલ્લો તેને ચારે તરફ દેવાર તથા મોટા દરવાજા ઉપર તાલું મારેલું એવો દીઠો. આગળ જતાં એક ડુંગર નજર આવ્યો. તે જગેની ખાક શુરમાની મીસાલની હતી. તે જગો છોડી આ-ગળ જતાં એક બુલંદ શેહેર નજર આવ્યું. હું નજદીક ગયો, ત્યારે એક શખસ રંગીન પોશાક પેહરી ખુરસી ઉપર બેઠેલો દીઠો. તેણે મને મુસાફર જાણી બોલાવ્યો. મેં જઇને તેને સલામ કીધી, અને તેની પાસે બેઠો. તેણે મને ખાનું ખવાડ્યું. તે ખાઇને આરામ કરયો. બાદ જ્યારે ઉઠ્યો તારે તેણે મને મારો હેવાલ પુછ્યો. મેં મારી ઉપર ગુજરેલી મુસીબત જાહેર કીધી. બી-જે દીવસે બામદાદમાં હું ઉઠ્યો તે વખત તેણે મને ચાંચવો પાવડો આપી કહ્યું કે, આગળ જતાં એક ડુંગર છે તે ઉપર જઈ એક ખાડો ખોદ, અને તેમાંથી જે નીકળે તે મારી આગળ લાવ. હું તે ડુંગર ઉપર ગયો, ને એક ગજ ખો-દતાં તેમાથી જવાહેર રંગબેરંગી નીકળ્યું તે ટોપલામાં ભરીને તે

જુઆન આગળ લાવ્યો. મને તેણે લઈ જવાનો હુકમ આપી કહ્યું કે, આ શેરહેમાં તારે જવું નહીં. મેં જવાબ દીધો કે, આ પથરાને લઈ જઈ મારે શું કરવું છે. ત્યારે તે હસીને કેહવા લાગ્યો કે, તું પણ મારા જેવો અજબ શેહેરનો રેહેનાર માલુમ પડેછે. ખેર, તારી મરજી શેહેરમાં જવાની હોયતો આ મારી અંગુઠી લઈ જા, અને શેહેરના ચોકમાં એક સફેદ ડાઢીવાળો મારો ભાઈ છે તેને આપજે, એટલે તે તારી ખાતર કરશે, અને તું તેના હુકમ મુજબ ચાલજે. હું તે શેહેરનાં ચોકમા ગયો. તો બજાર ભરપુર હતું. વેપારીઓની મોટી ભીડ, ને લેવડ દેવડ ધબ ધોકારે ચાલતી હતી. હું તે ભીડમાંથી તજવીજે આગળ ચાલ્યો, ને પેલો જઈફ સુનાની ખુરસી ઉપર બેઠેલો હતો તેની પાસે જઈ સલામ બજાવી, વીંટી હવાલે કીધી. તેણે મારો હેવાલ પુછયો, તેનું બયાન મેં કરયા બાદ તે મને પોતાના ઘરમાં લઈ ગયો. તે ઘેર ગોયા પાદશાહી મેહેલની બરોબર હતું. મને ખીલવત ખાનામો લઈ ગયો, અને ઠપકો આપ્યો કે, આ શેહેરમાં તું સા વારતે આવ્યો. આ શેહેરમાં રાજા અને રઈયત ઓરત જાતછે, ને કોઈ મરદ આવેછે તો તેને બુતખાનામો લઈજઈ, દીન કબુલ કરાવેછે. અગર કબુલ નહીં કરે તો તેને દરીયામાં ફેંકી દેછે. અગર કોઈ જવામરદ દરીયામાંથી બાહાર પાછો નીકળે તો તેના ખુશીઆ જમીન સુધી પોંહોંચે એટલા લાંબા થઈ જાયછે જેથી તેનીથી દોડી સકાય નહીં. માટે હું તને જુદા રેહવાનો એક ઉપાય બતાવું છઊં. તારી શાદી આ શેહેરના વજીરની બેટી સાથે કરી આપું

એટલે તને કોઈ રંજ કરશે નહીં, અને દીન કબુલ કરાવશે નહીં. બીજે દીવસે તે મને બુતખાનાંમો લઈ ગયો. ત્યાં પાદશાહ અને વજીર અને બીજા અકાબરો અને કુંવારી કન્યા અને છોકરાઓ હાજર હતા. મને સાથે લઈ જનાર બુઢ્ઢાના કેહેવાથી મેં પાદશાહને આદાબ બજાવ્યો. તેણે પુછ્યું કે, તું શું ચાહેછે? પેલા બુઢ્ઢાએ જવાબ દીધો કે, એ મરદ મારા ખાનદાનનો છે, અને વજીરની પનેહગારીમાં રેહેવાને ચાહેછે. પાદશાહ સલામત, અગર તારો અને બુતખાનાંનો હુકમ થાય તો એનું કામ થાય. પાદશાહ બોલ્યો કે, મારો દીન કબુલ કરે તો એનું ચાહ્યું મુબારક છે. એટલામાં બુતખાનાંમાં નગારાંનો અવાજ થયો. મને ભારી પોશાક પેહેરાવ્યો, અને એક કાળી દોરી મ્હારા ગળામો લાખીને મને બુતના સીંઘાશન આગળ લઈ ગયા. બુતે મ્હોટેથી પોકાર મારી કહ્યું કે, સોદાગર બચ્ચા, તું મ્હારી ખીજમતમો આવ્યો, એ ઘણું દુરસ્ત થયું. આ અવાજ સાંભળી તમામ ખલક પોકાર મારી, સેજદો બજાવી, જમીન ઉપર લોટવા લાગી, ને બોલી કે, તારી કુદરતથી નેહાયત છે. બાદ રાતનો વખત થયો ત્યારે મને પાદશાહના તથા વજીરના મેહલમો લઈ ગયા, અને વજીરની બેટી રાહરસમથી મને હવાલે કીધી, અને કહ્યું કે, બુતના હુકમથી તારૂં કામ થયુંછે તેથી હવે તે તારી મદદ ઉપર રેહેશે. પછી મને અને વજીરજાદીને એક મકાનમો રાખ્યાં. ત્યાં રાત ગુજારી. વજીરજાદી પદમનીની મીસાલની હતી, તેની સાથે દુનીઆની લીજતનો મેવો ખાવો. બીજે દીવસે પાદશાહની હજુર ગયો, ને સલામ બજાવી. તેણે મને કેટલોક પોશાક ઈનામમો આપ્યો, ને રોજ

દરબારમો હાજર રેહેવાનો હુકમ કર્યો. હું દરરોજ દરબારમો જતો હતો. પાદશાહ મારા ઉપર ઘણો મેહરબાન થઈ ગયો. મને કોઈ વાતની ખોટ રહી નહીં. આ રીતે બે વરશ તે જગે ગુજાર્યાં. ઇત્તેફ઼ાક એવો બન્યો કે, વજીરજાદીને હમેલ રહ્યા, અને નવ માસે બાળક અવતર્યું તે તથા વજીરજાદી બંને હક થઈ ગયાં. હું અફ઼સોસ કરવા લાગ્યો અને રડવા લાગ્યો એટલે માતંમ–પુરીશીને લોકો આવ્યા તેમાં ઓરતો જે આવે તે મારા હાથમો તાળી મારીને નગન થઈ મારી સામાં ઉભી રેહે. હું એ વાતથી ગભરાયો એટલે મારી પાછળથી પેલો બુઢ્ઢો નીકળી આવ્યો, ને કહ્યું કે, તું સા વાસ્તે ગમ કરેછે. મેં તને અવલથીજ કહ્યું હતું કે, તું આ શેહેરમાં જાન ખોવાને સા વાસ્તે આવ્યો, અને આખરે તારો એજ હાલ થવાનો એવું નજર આવેછે. આખરે મને તમામ લોકો ભુતખાનાંમો પકડી લઈ ગયા. ત્યાં પાદશાહ અને વજીરો ઇત્યાદી હાજર થયેલા હતા. વળી વજીરજાદીનો અસબાબ તમામ તે જગે લાવીને મુકેલો હતો, તેમાંથી હરેક ચીજ જેની મરજીમાં આવે તે લઈ જતા, અને તેની કીંમત લાવીને તે જગે મુકતા હતા. તે તમામ માલ લઈ ગયા બાદ તેના પૈસાનું ઝવાહિર કામ ખરીદ કરી, એક સંદુકમાં ભરચું, ને બીજી સંદુકમાં નાન અને મેવો મીઠાઈ ભરીને, તે સંદુક ઊંટ ઉપર લાધીને, મને ઝવાહિરની સંદુક આગી ઘોડે બેસાડયો. મારી આગળ બ્રાહ્મણો કીરતન કરતા ચાલ્યા, ને પાછળ તમામ ખલક મુબારકબાદી આપી ચાલતી હતી. હું અવ્વલ જે દરવાજેથી પેઠો હતો તે દરવાજાની બાહાર મને લઈ ચાલ્યા. ત્યાં મને જેણે વીટી આપી હતી તેની નજર મારા ઉપર પાડી. તેણે મને કહ્યું કે, મેં તને

અવ્વલથી મને કરી હતી કે, તું એ શેહેરમાં જાન આપવાને નહીં જા, પણ મારૂં કેહેવું તેં માન્યું નહીં. મારામાં જવાબ દેવાની કઇં તાકાત નોતી, સબબ મેં તેને કઇં ઉત્તર આપ્યો નહીં. બાદ મેં આવતી વખ્ત જે કીલ્લો જોયો હતો તેમાં મને લઇ ગયા, અને વજીરજાદીની લાશ અને તેને અવતરેલું બાળક તે જગે મુકી મને તેની નજદીક બેસાડ્યો; અને એક સાથેના બ્રાહ્મણે મને કહ્યું કે, દુનીઆમાં પેદા થયા પછી એક દીવસ જવાનો ચાલેછે; માટે હોશ પકડ. આ તારી ઓરત, આ તારો છોકરો, આ તારો ખજાનો, ને આ તારી ચાળીશ દીવસની ખોરાકી. હવે તું મોટા ભુતની મેહરબાની થતાં સુધી હીયાં રેહેજે. આ વાત સાંભળી મને ગુસ્સો આવ્યો કે, લાનતછે આ શેહેરનાં લોકો અને રીસમ ઉપર. પણ મને પેલા બુઢ્ઢાએ રોકયો કે, હરગીજ એક સુખન બોલીશ નહીં. નહીં તો તને બાળીને ખાક કરશે, એવા એ નીરદય બ્રાહ્મણોછે. પછે તમામ લોકો મને તે જગે મુકી દરવાજે પાછું કુલફ મારી ચાલતા થયા. મેં કમ અકલનાં લોકોના મજહબ ઉપર અફસોસ મારી, રડવા લાગ્યો. તાપ સખ્ત લાગવાથી માથું ફરવા લાગ્યું, ને પાણીની તીશનેગી બેનેહાયત લાગી. હું સબુરી પકડીને ઉઠયો, ને એક ચશમો નજર આવ્યો તેમાંથી પાણી લાવી, નાસ્તો કરીને પીધું. તે જગે ઘણું ઝવાહેરાત તથા તુટેલી પેટીઓનાં પાટીઆં પડેલાં હતાં. પાટીયાંનો છાયો કરીને વખ્ત ગુજારવા લાગ્યો. મારી પાસેનો ખોરાક પુરો થયા બાદ, હું અફસોસમાં બેસી, ખોદાની બંદગી કરતો હતો, એટલામો લોકો મારી મીસાલે એક બુઢ્ઢાને અંદર મુકી પાછા શેહેર તરફ ગયા. મેં બુઢ્ઢાને જોઇને વીચારયું કે, એને મારી નાખી એનો ખોરાક હું લઇ આવું.

બાદ મેં એક લાઠી તે બુઢ્ઢાનાં માથાંમો મારી, તેથી માથાંના ટુકડા થયા અને તેથી મરણ પામ્યો. હું તેની ખાવાની પેટી મારા મકાન ઉપર ઊંચકી લાવ્યો, ને ગુજારો કરવા લાગ્યો. એ રીતે મુડદાંની સાથે જે આવે તેને મારી લાખી તેનો ખોરાક હું લઈ લેતો, ને તે ખાઈ મારો નીરવાહ ચલાવતો હતો. ઇત્તેફાક એવો બન્યો કે, એક રોજ એક ઓરત સાહેબે–જમાલ, ખુશ ચેહરે અને જુઆન, પોતાના ધણીની લાશ સાથે આવી. લોકો તેને મુકી ગયા બાદ મારાં મને તેનો જાન લેવાને ચાહ્યું નહીં. મેં તેની હકીકત પુછી, ત્યારે તેણે જવાબ દીધો કે, હું આ શેહેરના પાદશાહની બેટી છઊં. મારી શાદી મારા કાકાના બેટા સાથે કીધી એટલામો તે છોકરાનું મોત આવ્યું તેથી હું તેની લાશ સાથે હીયાં આવી છઊં. મેં તેને દીલાસો આપ્યો, તેથી તેનો મારા ઉપર એતકાદ બેઠો. પછે મેં તેને કલમો પડાવી નીકાહ કીધો. બંને જણાં પોતાનો વખત ગુજારવા લાગ્યાં. ઓરતને હમેલ રહ્યા, ને નવ માસ પુરા થવાથી છોકરો તવલુદ થઓ. તે ત્રણ વરસની ઉમ્મરનો થઓ, ત્યારે મારી માશુક બોલી કે, આપણે હજુ કેટલી મુદ્દત આ જગે ગુજારીએ વારૂ. હવેતો હીયાંથી નીકળવાની કંઈ તજવીજ કરવી જોઈએ. હું એ અંદેશામો હતો, એટલે રાત થવાથી આરામ કરીઓ. મને ખાબમાં એક મરદે આવી કહ્યું કે, પેલા ચશમામોથી નીકળવાની એક જગેછે તેમાથી નીકલી જા. હું ચોં-કીને ઉઠ્યો, ને મારા કબીલાને ઉઠાડીને એ વાત કહી. પછે તે ચશમા પાસે ગયાં, ને તેનું બુરાખ ખોદીને મોટું કીધું, અને કેટલુંક ઝવાહેર થેલીમાં ભરી લઈ, હું તથા મારો કબીલો અને

છોકરો તેમાંથી બાહાર નીકળી ગયાં. એક માસ સુધી જંગલમો મુસાફરી કરી. ભુખ્ખલાગે તે વખત ઘાસ ખાવામો લાવતા હતા. ચાલતાં ચાલતાં અહીયાં આવી પોંહોંચ્યાં છઈએ. હવે મારામોં બોલવાની તાકત રહી નથી.

ખોજા સોદાગર કેહેછે કે, પાદશાહ સલામત, આ હેવાલ સાંભળી તેનાં ઉપર મને રેહેમ આવી, તેથી મેં તેને મારો ભરોશેદાર કરી મારી પાસે રાખ્યો. મારી મલેકાને છોકરાં થયાં હતાં તે જીવાતાં રહ્યાં નહીં. વળી એક છોકરો પાંચ વરશની, ઉમ્મરનો થયો તે પણ ગુજરી ગયો, ને તેના ગમથી મલેકા પણ ગુજરી ગઈ. આ બનાવથી હું છેક નાઉમેદ થએો. પાદશાહ પાસે જારે રજા માગી ત્યારે શાહબંદરનો મરતબો પેલા જુઆનને સોંપ્યો. એટલામોં તે મુલકનો રાજા પણ બેહસ્તનશીન થયો. આ કુત્રો અને બંને ભાઈઓનાં પીંજરાં લઈ મારાં વતન નેશાપુર શેહેરમો આવ્યો. આ બંને ભાઈઓની ઈલેત મને પોંહોંચવાથી મારૂં નામ સગપરસ્ત સોદાગર પડ્યું, ને એજ સબબથી મારે બમણી જકાત સરકારમો ભરવી પડેછે. ઈત્તેફાક એવો બન્યો કે, એક સોદાગર બચ્ચો નેશાપુર શેહરમાં આવી પોંહોંચ્યો. તેની સાથે મોહોબત થવાથી તેને મેં મારો વારસ કર્યો. તે તમારા શેહેરના સોદાગરનો છોકરો થાયછે. તેને સાથે લઈ આપના કદમ જોવાનો ઈસતીયાક થવાથી, આપની હજુરમો હું હાજર થયો છઊં. બાદ પાદશાહ આજાદબખ્તે તે છોકરાને પુછ્યું કે, તું કયા સોદાગરનો છોકરોછે? તેણે આદાબ બજાવી અરજ કરી કે, પાદશાહ સલામત, હું છોકરો નથી. હું તો આપની ખાકસાર લોંડી છઊં. આપે વજીરને લાલની તકરાર બાબત એક વરશની મુદત

આપી, કેદમો રાખ્યો છે તેની હું બેટી છઊં; ને મારા ઘરમાં કોઇ મરદ નહીં તેથી મારા બાપને છોડાવા સારૂ મરદાની લેબાસ પેહેરી નેશાપુર શેહેર જઇ, ખોજા સોદાગરને અને કુત્રાને બા-મેહનતથી તારી હજુરમાં લાવી છઊં. માટે મેહરબાની કરી મારા બાપને જાન બક્ષ, કે તારા હકમાં દુવા કરૂં. ખોજા સોદાગરે આ વાત સાંભળી હાય મારી બોલ્યો કે, ઓરત જાતે મને છેતરીને ફસાવ્યો, અને મારા મનની મુરાદ જે પાળક છોકરો કરી રાખવાની હતી તે બરબાદ ગઇ. તે વખત પાદશાએ તેને દીલાસો આપ્યો કે, હું તને એ વજીરજાદી સાથે શાદી કરી આપું છઊં. ખુદા તેને ફરજંદ પણ આપશે. આ વા-તથી ખોજા સોદાગર ખુશ થયો. પછે પાદશાએ વજીરને કેદ-માંથી છોડીને સરપાવ આપી, વજીરાતનું કલમદાન હવાલે કરયું, ને નેક દીવસ જોઇ વજીરજાદીની શાદી કરી આપી.

પાદશાહ આજાદબક્ષ ફકીરોને કેહેછે કે, ખુદાની મેહેરબા-નીથી વજીરજાદીને બે છોકરા ને એક છોકરી થઇ. તેમાં મોટો છોકરો હાલમાં તમામ સોદાગરનો સરદાર છે, ને ના-ધો છોકરો અમારી સરકારમો મુખ્તીયાર છે. એ ફકીરો, મેં મારો હેવાલ સઘળો જાહેર કીધો. બે દુરવેશોનો હેવાલ મેં ગઇ રાતનાં સાંભળ્યો છે. હવે બે દુરવેશોનો હેવાલ સાંભળ-વાનો બાકી છે, વાસ્તે મેહેરબાની કરી તેઓએ પોતાની શર ગુજસ્તનું બયાન કરવું જોઇએ. પછી મારાથી જે ખીદમત બ-જાવાશે તે સરે ચશમથી બજાવીશ. બે ફકીરો પાદશાહની સામું જોઇને બોલ્યા કે, હે પાદશાહ સલામત, તેં તારો હેવાલ અમારી

રૂબરૂ બયાન કરી બતાવ્યો, ને અમારી સાથે મોહોબત કીધી; વાસ્તે હમોને સજાવારછે કે, હમારી હકીકત પણ તને કહી સંભળાવવી જોઇયે. તું ધ્યાન દઈ સાંભળ.

## વાત ત્રીજી.

### ત્રીજા ફકીરનો હેવાલ.

ત્રીજો દુરવેશ દુજદાનું બાંધી હોશીઆરીથી બેઠો, ને કેહેવા લાગ્યો કે, હું અજમ શેહેરના પાદશાહનો છોકરો છઊં. મારાં મા બાપને મારા શીવાય બીજું ફરજંદ નથી. એક રોજ હું મારા દોસ્તો સાથે શીકાર કરવા ગયો. આગળ ચાલતાં એક મેદાન સબજાથી ભરેલું દીઠું, ને તેમાં એક હરણ કાળા રંગનું જેની પીઠ ઉપર જરબફતની ઝુલ તથા પગમો સુંનાનાં ઘુંઘરૂ ઘાલેલું ફરતું હતું. મેં મારા રફીકોને કહ્યું કે, તમે આ જગે ઠરી જાઓ. હું એ હરણને જીવતું પકડી લાવું છઊં. એવું કહી મેં તેની પાછળ ઘોડો ફેંક્યો, પણ તે હાથ આવ્યું નહીં. નીમા શામનો વખત થયો ત્યારે લાચાર થઈ એક તીર માર્યો, તે તેના પાછલા પગમાં લાગ્યો. તે લંગડું લંગડું એક પાહાડ ઉપર ચઢી ગયું. હું પણ તે જગે ગઓ, અને જોઊંછ તો ત્યાં એક બાગ હતો. પાસે પાણીનું ચશમું નજર આવ્યું, ત્યાં જઈ પાણી પીવા લાગ્યો એટલામાં તે હરણ ગેબ થઇ ગયું. તે બાગમો એક ગુંમબજ હતો તેમાંથી કોઈ આદમી રોછે હેવો આવાજ મારા સાંભળવામો આવ્યો. તે એવી તરેહનો હતો કે, તારા જેવા જાન-

વરને તીર મારનારને ખુદા તીર મારશે, ને તે દોજગનશીન કરશે. હું તે ગુંમબજમાં જઈ જોઊં છઊં, તો તેમાં એક જઈફ આદમીને પેલા હરણના પગમાંથી તીર કાઢતાં જોએો. મેં તેને જઈને આદાબ કર્‍યો, અને માફ માગી બોલ્યો કે, એ તીર ભુલથી લાગ્યો છે. તેણે કહ્યું કે, તારી ભુલ થઈ હશે તો ખુદા તારી તકસીર માફ કરશે. મને તેણે ખાનું ખવાડયું, તે ખાધા બાદ, હું થાક લાગવાને લીધે ઉંઘી ગયો, એટલામો કોઇ રડેછે એવો આવાજ સાંભળી જાગ્યો, ને જોઉંછ તો તે જગે તે બુઢો અથવા બીજું કોઇ પણ નજર આવ્યું નહીં. હું તાજુબ થઈ ઉઠી ફરવાલ ગ્યો, તો એક ખુણામાં પડદો નજર આવ્યો. તેમાં જઈ જોઉંછ તો એક તખત ઉપર એક ઓરત વરશ ચઉદની, ખુશ પોશાક પેહેરેલી, પોતાના મીજાજમ બેઠી હતી, અને પેલો જઈફ આદમી તેની આગળ રૂદન કરતો હતો. હું નજદીક ગયો અને તે ઓરતને જોતાંજ બેહોશ થઇ પડયો. આ જોઇને પેલા જઇફ આદમીએ મારા ચેહરા ઉપર ગુલાબનું પાણી છાંટયું. હું હોશીઆર થએો. બાદ પેલી નાજનીને મેં સલામ કીધી; પણ તેણે તે લીધી નહીં. મેં કહ્યું કે, એ ચેહરે-નમુન, સલામનો જવાબ નહીં આપવો, એ મજહબથી ઉલટું છે. મેં કેટલીએક તેના ચેહરાની તારીફ કરી, મગર તે બોલી નહીં. ત્યારે મેં નજદીક જઈ તેના પગ ઉપર હાથ મુકયો, તો તે મને પથ્થરની મુરતી માલુમ પડી. મેં જઈફ આદમીને પછયું કે, તેં આ અચુંબા ભરેલું કામ શા વાસ્તે બનાવ્યું છે તથા તું આ જંગલમો આવી, શા વાસ્તે વસ્યોછે તેનું બયાન મને કરી સંભળાવ.

જઈફ આદમી બોલવા લાગ્યો કે, ઇશક શું શું ચીજ કરી શકેછે

તે વાત દુનીઆમો જાહેર છે. અગર હું તને મારો હેવાલ કહી-
શ તો તું દુનીઆથી નીકળી જશે. મેં તેનો હેવાલ સાંભળવાને અ-
તીશે આગ્રહ કર્યો, ત્યારે તે આંખમાં આંશું લાવી કેહવા લાગ્યો
કે, મારૂં નામ નેમનેશીઆ છે. હું મોટો સોદાગર હતો. મારા જો-
વામો ઘણા મુલકો આવ્યા હતા, પણ ફરહંગના જંજીરા તરફ
ગઓ નોતો તેથી મારૂં મન તે જોવાનું થવાથી સોદાગરોનો કા-
ફલો લઇ, ઝાજમાં સ્વાર થઇ તે તરફ ગઓ. કેટલીક મુદ્દત પછી
તે શેહેરમાં જઇ પોહોંચ્યો, ને ત્યાં એક સ્વચ્છ જગેમો તંબુ મારી
મુકામ કીધો. તે શેહેર ઘણું આરાસ્તે અને ફરશબંદી હતું, અને તેમાં
સારી સારી ઇમારતો અને બાગો બનાવેલા હતા. એક રોજ એક
ખોજો સ્વારો સાથે અમારે મુકામે આવ્યો. મેં તેને તાજીમ આપી
બેસાડયો, ને પુછ્યું કે, આપને આ જગોપર તશરીફ લેવાનો શું સબબ
છે. તેણે જવાબ દીધો કે, તમો ઘણી સારી તોફારીકો લઇને આવ્યાની
ખબર પાદશાહજાદીને થવાથી, તે તમને બોલાવેછે. મેં ઉત્તર આપ્યો
કે, કાલે આવીશ. બીજે દીવસે હું મારી સાથેના સોદાગરોને પાદશા-
હી સામાન સાથે લઇ, દરબારમો ગયો. ખોજેશરા સામો આવી, મને
પાદશાહજાદી પાસે લઇ ગયો. તે ખુરસી ઉપર બેઠી હતી, ને તે હેવી તો
ખુબસુરત હતી કે, તેનું બ્યાન થઇ શકતું નથી. તેની આગળ મેં તમા-
મ ઝવેહરાત અને ઊંમદા ઊંમદા પોશાકો મુકયા, તે તેણે પસંદ કરી
રાખ્યા. બીજે દીવસે દામ આપવાનું ફરમાવ્યાથી હું તસલીમ બ-
જાવી ચાલતો થયો. ફરમાવેલા વખતે પાછો સાહેબજાદી પાસે
ગયો. તેણે મને એકાંત બોલાવી પુછ્યું કે, તને એમાં શું નફો
મળશે. મેં જવાબ દીધો કે, હું તારી તારીફ સાંભળી તારાં ફ-

દમ જોવાને ઇનતેજાર હતો, તે જોયાં એ મોટો અને ઘણા દીવસથી ઉમેદ રાખેલો ફાયદો ઇયાને નફો મને હાંસલ થઈ ચુકોછે. પાદશાહજાદી બોલી કે, જો તું મારૂં એક કામ બજાવેતો તારા માલની જે કીંમત ઉપર નફો આપવાનો ગઈ કાલે ઠરાવ્યો છે, તે કરતાં વધારે નફો આપું. મેં કહ્યું કે, તું ફરમાવે તે કરવાને ફીદવી દીલોજાનથી હાજર છે. તેજ વખત તેણે મને નીશાંની દાખલ એક અંગુઠી, અને એક ચીઠ્ઠી લખી જરબફતનાં ખલીતામાં મુકીને આપી, ને કહ્યું કે, દીલકોશાનામના બગીચામો કેખુશરો નામનો દરોગો છે તેને જઇને આપ, ને જવાબ જલદીથી લઇને આવ. હું ત્યાંથી નીકળ્યો, ને બે કોસ ઉપર તે બાગ હતો ત્યાં ગયો. એક શખસ મને મળ્યો, તે હાથ પકડી મને બાગના દરવાજા આગળ લઇ ગયો. ત્યાં એક જુઆન, સુનાની ખુરસી ઉપર પાંચો હથીયાર બાંધી બેઠો હતો. તેનું મોહું વાઘની મીસાલનું હતું. તેની હજુરમાં પાંચશે માણસ હથીયારબંદ બેઠેલાં હતાં. મેં તેની પાસે જઇને પેલી વીંટી અને ચીઠ્ઠી આપી. તેણે કહ્યું કે, તારૂં મોત તને હીયાં લાવ્યું છે. ખેર, આ ચીઠ્ઠી લઇને બાગની અંદર સરોનાં ઝાડ નીચે એક પીંજરાંમાં એક મરદ છે તેને આપ, ને જવાબ આપે તે લઇ પાછો આવજે. મેં જઇને તે પીંજરાંમાં જે મરદ કેદ હતો તેને આપી. તે મારી સાથે મલેકાની બાબત ગુફતેગો કરવા લાગ્યો. એટલામો એક ફોજ આવી, ને મારા ઉપર હુમલો કરી, મને ઘાહેલ કીધો. બાદ મને ચારપાઈ ઉપર લાખી, બે જવાન લઇ ચાલ્યા, અને દફન કરવાની વાત કરવા લાગ્યા. મેં કહ્યું કે, હું જી-

વતો છઉં તેથી મારી આખરી થયા પછી દફન કરજો; પણ મને શા વાસ્તે માસ્યો, ને એ પીંજરાંમાં કેદ પડનાર કોણછે તેની હકીકત મને સંભળાવો. તેઓ બોલ્યા કે, પીંજરાંમાં જે શખ્સ છે, તે પાદશાહના ભાઇનો દીકરો છે. એનો બાપ અવ્વલ તખ્ત નશીન હતો. તેણે મરતી વખતે પોતાનો ભાઈ કે જે હાલ પાદશાહ છે તેને કહ્યું હતું કે, મારો છોકરો નાદાન છે, તે લાયક ઊંમરનો થયા બાદ, તેને તારી છોકરી મેહર—નીગાહ સાથે શાદી કરી, તખ્ત સોંપજે. પણ તેણે બદ દાનતથી તેમ ન કરતાં તે છોકરાને દીવાનો ઠરાવી કેદ કીધો છે, અને તેના ઉપર જંગી લોકોની ચોકી મુકીછે. પાદશાએ, એ છોકરાને મારી લાખવા સારૂ ઘણા ઈલાજો કીધા; પણ એનું આયુષ લાંબુ છે, સબબ એનો એક બાલ પણ વાંકો થતો નથી. પાદશાહજાદી અને એ છોકરો બંને લાયક ઊંમરનાં થયાં છે તેથી, એક બીજાને મળવા સારૂ તરસે છે. પાદશાહજાદીએ તને એની ખબર મંગવાવા સારૂ મોકલ્યો હતો, તેથી ફોજે તારા ઉપર હુમલો કરી, તને જખમી કસ્યો છે. એ છોકરાને મારી લાખવાની ઈતલા પાદશાએ વજીરને પુછવાથી તેણે મલેકાના હાથથી તેને મરાવવાની સલાહ આપી છે, તેથી છોકરાને પણ પાદશાહની રૂબરૂ લઈ ગયા. આ વાત સાંભળી મેં કહ્યું કે, મને પણ એ બનાવ જોવા લઈ જાવો. અમો ત્રણે પાદશાહ તરફ ગયા, ને એક ગોશામો છુપી જોવા લાગ્યા, તો પાદશાહજાદી હાથમો તરવાર લઇને, પાદશાહની હજુર પીંજરામાંથી પેલા છોકરાને લાવી ઉભો કસ્યો હતો ત્યાં આવી; અને તે છોકરા સાથે ચાર ચશમ થતાંજ તરવાર લાખી દઈ, તેને ગળે

લપટી પડી. આ બનાવથી પાદશાહ વજીર ઉપર ગુસ્સે થયો અને બોલ્યો કે, તેં મારી રૂસ્વા કરાવા સારૂ આ ખેલ કરાવ્યો. એટલામાં બે જણ આવ્યા, પાદશાહજાદીને પેલા છોકરાને ગળેથી છોડાવી, મેહેલ તરફ લઈ જવા લાગ્યા, તે વખત વજીર તરવાર લઈ તેને કતલ કરવા દોડ્યો, એવામાં ગેબથી એક તીર આવી વજીરનાં કપાળમો લાગ્યો, તેથી તેના બે ટુકડા થઈ ગયા. પાદશાહ ઉઠી મેહેલમો ગયો અને તે છોકરાને આદમીઓ પીંજરાંમો ઘાલી, પાછો બાગમાં લઈ ગયા.

હું ત્યાંથી પેલા બે આદમીથી જુદો પડી નીકળ્યો, એટલામાં તે રસ્તામો એક શખસ મળ્યો તે મને પાદશાહજાદી પાસે લઈ ગયો. તેણે મને ઘાહેલ જોઈ હકીમ બોલાવી, મલમ પટા કરાવ્યા. ચાળીશ દીવસમો મને આરામ થયો. બાદ હું પાદશાહજાદીની હજુરમો જઈ, હાજર થયો. તે વખત મને ઈનામ એકરાંમ આપ્યું. તે લઈ હું રવાને થયો, અને મારી સાથેનાં કાફલામો જઈ, સોદાગર ભાઈબંધોને તેઓનાં વતનમાં જવાની રજા આપી, અને મેં આ પાહાડ ઉપર મુકામ રાખી, નોકર ચાકરોને ઈનામ આપી, મને ખોરાક પોશાક આ જગે પોંહોંચાડવાની તાકીદ આપી રૂખસત કર્યા. તેઓ આજ સુધી મારી ખીદમત બજાવ્યા જાએછે, અને હું આ પાહાડ ઉપર પાદશાહજાદીનું બાવલું બનાવી, તેની પુજા કરી, મારો વખત ગુજારૂં છઊં.

પાદશાહજાદો કેહેછે કે, આ હકીકત સાંભળી મેં ફકીરી અખતીયાર કીધી, ને ફરહંગનાં મુલકમો જઈ, તે શેહેરની ગલી ગુંચીઓ તથા મલેકાના મેહલની આજુબાજુ ફરવા લાગ્યો, પણ મલેકાને

મળવાનો ઇત્તેફાક કોઈ રીતે બન્યો નહીં. એક દીવસે હું બ-જારમાં ઉભો હતો. એકાએક બજારના લોકો દુકાનો બંધ કરી નાઠા. એટલામાં એક શખસ હથીયારબંદ વાઘની માફક ચીસ પાડતો અને બંને બાજુએ તરવાર ફેરવતો ચાલી આવ્યો, અને તેની પાછળ બે ખોજાઓ માથા ઉપર મખમલથી મઢેલું તા-બુત લઈ ચાલતા આવ્યા. હું પણ એ લોકોની પછાડી પ-છાડી, બીજા લોકોએ ઘણી પણ મના કર્યા છતાં, ચાલતો થયો. થોડેક દુર ગયો એટલામાં એક આલીશાન મકાન આ-વ્યું, તેમાં તેઓ દાખલ થતા હતા. તેઓની સાથે હું પણ જવા લાગ્યો. પણ પેલા ગરજના કરનાર શખસની મ્હારા ઉ-પર નજર પડવાથી તેણે મને તરવાર મારવાનું કીધું. મેં પણ જરા હીંમતથી તેને કહ્યું કે, હું મરવાનેજ આવ્યો છઊં તેથી બીલાશક તું મને માર. મારૂં ખુન તને માફ છે. મ્હારૂં આ શખત બોલવું સાંભળી તેને રેહેમ આવી, અને મને પુછ્યું કે, તારા ઉપર એવી મોટી શી આફત આવી છે કે, તું તારા પ્યારા જાનની પણ જરા દરકાર કરતો નથી. મેં તેને જવાબ દીધો કે, હું ઇશિકની ગીરફતારીમાં એવો તો ગુંથાઈ ગયો છઊં કે, મને મરવા શી-વાયે બીજો કોઈ પણ રસ્તો દીસ્તો નથી. એટલું સાંભળી તેણે નાસતો કીધો, અને મને પણ કરાવ્યો. બાદ તેણે મ્હારો હેવા-લ પુછવા પરથી, મેં પેલા બુઢ્ઢાની તથા હરણની, તથા મલેકાની પથ્થરની મુરતી કે, જે પેલા જઇફ આદમીએ બનાવી તેની પુ-જામાં પોતાનો વખત ગુજારતો હતો તે બાબે, તથા તેના ઉપર ગુજરેલી બીજી બીનાઓ જેથી તેણે મને વાકેફ કીધો હતો તે

સમજાવ્યાનું મેં બયાન કીધું. મ્હારો હેવાલ સાંભળી તેણે મને દીલાસો આપી કહ્યું કે, હું તારી મુરાદ હાંસલ કરીશ. એટલું કહી મને હમામખાનામાં મોકલ્યો. ત્યાં ગુસલકરી, નવો પોશાક પેહરી, પાછો હું પેલા માણસ પાસે આવી બેઠો. બાદ તે જુઆન કેહવા લાગ્યો કે, પેલું તાબુત જે શાહાજાદો પીંજરામાં હતો અને જે માર્યો ગયો તેનું છે, અને હું તે શાહાજાદાની દાઈનો છોકરો છઉં. એ શાહાજાદાને બીજા વજીરે ફરેબ કરી મારી નાખ્યો તે વખતે મેં તે વજીરને પણ કતલ કરી નાખ્યો, અને જેવો પાદશાહને મારી નાખવા હુમલો કરૂં છઊં તેવોજ તે બોલી ઉઠયો કે, હું બે ગુનાહ છઊં. આ સાંભળી મેં તેને નામરદ જાણી છોડી દીધો. પછી તે દીવસથી દર મહીને ચાંદરાતને દીવસે હું એ તાબુત લઈ શેહેરમાં ફરી, માતંમ કરૂં છઊં. એટલી વાત થયા પછી તેજ દીવસે સાંજનાં તે જુવાને પેલું તાબુત મ્હારે માથે મુકાવી, મને પોતાની સાથે લઈ ચાલ્યો, અને કહ્યું કે, હું મલેકા આગળ તારી શીફારસ કરીશ, તે તું ચુપકીથી બેસી સાંભળ્યા કરજે. બાદ હમો બંનો પાદશાઈ બાગમાં ગયા. ત્યાં સંગેમરમરનો એક રોનકદાર ચબુતરો હતો તે ઉપર તાબુત મુકી હું એક ઝાડની નીચે જઈ બેઠો. થોડીક વારમાં પાદશાહાજાદી પોતાની સાહેલીઓ સાથે ખુબ રોશની અને બદબાથી આવીને મસનદ ઉપર બેઠી. પછી ફાતીઓ પડયા બાદ મ્હારી સાથેનો પેલો જુવાન મલેકા આગળ જઈ, અરજ કરવા લાગ્યો કે, હે મલેકા! અજમ શેહેરનો શાહાજાદો તારી તારીફ સાંભળી, ફકીરી અખતીઆર કરી, તારા દીદાર જોવા સારૂ

આવેલો છે; અને તપાસ કરતાં માલુંમ પડે છે કે, તે તારા ઉ-
પર ખરેખરો આશક પડેલો છે. આ સાંભળી મલેકાએ પો-
તાની પાસે મને બોલાવવાનો હુકમ કર્યો. હું મલેકાની રૂબરૂ
જઈ ઉભો રહ્યો, પણ તે મને જોઈને નહીં કંઈ બોલતાં કે ચા-
લતાં એકદમ મેહેલમાં ચાલી ગઈ. પછી પેલા જુવાને મને
કહ્યું કે, મેં તારી હકીકતથી મલેકાને વાકેફ કરી છે; માટે હવેથી
તું હમેશાં સાંજનાં તેની હજુરમાં આવ્યા કરજે. બાદ હમો
બંનો પાછા મુકામ પર આવ્યા. બીજે દીવસે સાંજના હું પાછો તે
ચબુતરા આગળ જઈ બેઠો. એટલામાં મલેકા પણ પોતાની
એક સાહેલીને લઈને મ્હારી પાસે આવી. મેં તેને આદબ
બજાવી, કદમબોસી કીધી. બાદ તે મ્હારી કોટે વળગી પડી
અને મને કેહવા લાગી કે, આ ઘડી ગનીમતની જાણ અને
મને આ જગેથી બીજા શેહેરમાં તાકીદે લઈ જા. મેં તેમ ક-
રવાની તરકીબ લગાવી. બાદ હમો બંનોએ ગુપચુપ બાગની
બાહાર નીકળી રસ્તો પકડ્યો. થોડેક ચાલતાં મલેકા એટલી
તો થાકી ગઈ કે, તેનામાં એક ડગલું પણ આગળ ચાલવાની
શક્તી રહી નહીં. તે મને પુછવા લાગી કે, હવે તારૂં ઘર કે-
ટલું દુર છે. મેં તેને જુઠો જવાબ આપ્યો કે, મારા ગુલામનું
મકાન નજદીક છે ત્યાં જઈ આપણે આરામથી રહીશું. આ પ્રમાણે
જુઠું બોલ્યા પછી હું ઘણોજ ઘભરાવવા લાગ્યો. પણ એવા-
માં કરવું ખુદાનું કે, એકદમ એક મકાન દુરથી મારી નજરે
પડ્યું. હમો મકાનની નજદીક આવી લાગ્યાં, અને જોઈએછતો
તે મકાનના દરવાજાએ કુલફ મારેલું માલુંમ પડ્યું. મેં કુલફ

તોડી લાખ્યું અને દરવાજો ખોલી હમો બંનો મકાનમાં દાખલ થયાં. મકાનમાં જઈ જોઇએ છતો શરાબ અને ખાનું તઈઆર દીઠાં. તે ખાઈ પી રાતના ત્યાંજ સુઈ રહ્યાં. પછી બામદાદમાં શાહાજાદી ગેબ થવાની ખબર શેહેરમાં ફેલાઇ ગઈ, અને ગલી દરગલી તેની તપાસ ખુબ થવા લાગી. શેહેરના દરવાજા ઉપર ચોકી પેહેરા બેસાડ્યા એટલુંજ નહીં; પણ વળી મલેકાને શોધી લાવનારને એક હજાર અશરફી અને બીજું ઇનામ આપવામાં આવશે એવી મનાદી ફેરવી. આ ઉપરથી દાઇઓ ઘેરે ઘેર તપાસ કરવા લાગી. મ્હારા મકાનનો દરવાજો ખુલ્લો જોઈ, એક દાઈ અંદર ઘુસી આવી અને મલેકાની રૂબરૂ મકર કરવા લાગી કે, મ્હારી છોકરીને હમેલ છે અને તે જણવાની તઇઆરીમાં છે. પણ મ્હારી પાસે કંઇ ખરચી નથી તેથી હું ઘણી મુજાઈ ગઈ છું. આ મકરબાજ ઓરતનું દાઝ ઉપજાવે એવી તરેનું બોલવું સાંભળી, મલેકાને તેના ઉપર રેહેમ આવી તેથી તેને થોડાક નાનના ટુકડા, તથા પોતાની આંગળીએથી વીટી ઉતારી આપી, અને કહ્યું કે, આ વીટી વેચીને તારૂં અને તારી હમેલદાર બેટીનું ગુજરાન કરજે. વીટી લઈ લોંડી બાહાર નીકળી પડી, અને પોતાના મનમાં ખુશી થવા લાગી કે, મલેકાનો પત્તો નીશાણીબંદ હાથ લાગ્યોછે. પણ કુદરતી ખેળ એવો બન્યો કે, જેવી તે લોંડી ઘેરમાંથી નીકળી બાહાર પસાર થતી હતી, તેવામાં તે મકાનનો ઘરધણી જે કે દરવાજે કુલફ મારી હરણનો શીકાર કરવા ગયો હતો તે ઘોડેસ્વાર થયલો શીકાર લઈ આવી પોહોંચ્યો. તે પેલી લોંડીને પોતાનાં ઘેરમાંથી નીકળતી જોઈ,

ઘણોજ રાતો પીળો થઈ ગયો, અને મોહોટા ધુસ્સા સાથે તેનો ચોટલો પકડી, તેને પાછી ઘેરમાં ઘસડી લઈ જઈ, એક ઝાડ સાથે ઊંધી લટકાવી દીધી, જેથી થોડીવારમાં તે તરફડીઆં મારી મરણ પામી. બાદ તે જુવાન, જ્યાં હું અને મલેકા બેઠાં હતાં ત્યાં આવ્યો અને હમારા ચેહેરા જોઈને કેહવા લાગ્યો કે, તમોએ દરવાજો ખુલ્લો રાખ્યો એ મોહોટી નાદાનીનું કામ કીધું; અને બોલ્યો કે, જો આ કુટણી જીવતી જાત તો તમારા ઉપર મોહોટી આફત આવી પડત. પણ હવે તે દેહશત મોટી ગઈ છે. હવે બીલાશક મરજીમાં આવે ત્યાંસુધી તમો આ મકાનમાં મજેહથી આરામ કરો. હું તમારો ગુલામ છઊં અને કોઈપણ તરેહથી તમારા ઉપર આફત આવવા દેનાર નથી. મેં આ જુવાનને મોહોટી સાબાશી આપી અને તેનું નામ પુછ્યું. તેણે પોતાનું નામ બેહજાદખાં બતાવ્યું. આ મકાનમાં મેં અને મલેકાએ છ માસ ઘણાજ આરામથી ગુજારયા. બાદ એક દીવસે મને ફીકરમંદ જોઈ, બેહજાદખાં પુછવા લાગ્યો કે, તમો આટલા ગમગીન કેમ દેખાઓછો? મેં તેને જવાબ આપ્યો કે, મ્હારાં મા બાપને મળવાનો મને ઇશતેઆક થઈ આવ્યો છે. આ વાત સાંભળી બેહજાદખાંએ એક ઘોડો મ્હારે સારૂ અને એક ઘોડી મલેકાને સારૂ અને એક ઘોડો પોતાને વાસ્તે પણ તઈઆર કરાવ્યો. હમો બંનો ઘોડાપર સ્વાર થયાં, એટલે બેહજાદખાં પણ પોતાનાં ઘોડાપર સ્વાર થઇ, હમારી આગળ ચાલવા લાગ્યો. હમો દરવાજા આગળ આવી પોંહોચ્યાં તો દરવાજે તાળું મારેલું માલુંમ પડ્યું. બેહજાદખાંએ તબલથી

તાળું તોડયું અને દરવાજો ખોલી દીધો. હમો દરવાજા બાહાર નીકળી પડયાં. દરવાજા બાહાર નીકળતાં બેહજાદખાંએ પોકાર મારી, નીઘેબાનોને કહ્યું કે, તમારા પાદશાહને જઈ ખબર કરો કે, તમારી બેટી મલેકા મેહેરેંનીગાર, અને તમારા જમાઈ શાહાજાદા કામગારને બેહજાદખાં લઈને જાયછે. અગર તાકત હોય તો આવી પકડ. આવું મોહોટેથી બોલવું સાંભળી નીઘેબાનો આંખ ચોળતા ચોળતા રાજાની પાસે જઈ, તેને મલેકાની નાહાસી જવાની ખબર આપી. પાદશાહાએ એક જંગી ફોજ હમારી પાછળ દોડાવી. આ ફોજ હમારી પાછળ નજદીક આવી પોહોંચી એટલે હું અને મલેકા ગભરાવવા લાગ્યાં. બેહજાદખાંએ હમોને દીલાસો આપી, એક પુલ નીચે ઉભાં રાખ્યાં, અને પોતે ફોજની સામે થયો. તણે ફોજમાં ઘુસી જઈ, વજીર અને અમીરોનાં માથાં કાપી નાખ્યાં, અને સઘળી ફોજને તફરકે કીધી. આ ખબર પાદશાહાને થવાથી બીજી ફોજ લઈ તે પોતે જાતે ત્યાં આવી પોહોંચ્યો. તે પણ શીકસ્ત ખાઈ પાછો ગયો. બેહજાદખાં હવે પાછળ કોઈ આવનાર રહ્યું નહીં એમ ધારી, હમારી પાસે આવ્યો. બાદ હમો ત્યાંથી નીકળી, મ્હારા બાપના મુલકની સરહદમાં સામાં દરીઆ કીનારા આગળ આવી પોહોંચ્યો. મેં મ્હારા આવવાની ખબર મ્હારા બાપને મોકલી. આ ખબરથી મ્હારો બાપ બેહદ ખુશી થયો, અને અમીર ઉમરાવોને લઈ, મોહોટી સ્વારી સાથે દરીઆ કીનારે આવી, કીશતીઓની તલાશ કરવા લાગ્યો. મેં મ્હારા બાપને દુરથી જોઈને મ્હારો ઘોડો દરીઆમાં ઝોકાવ્યો અને થોડી વારમાં તેની પાસે

આવી પોંહોંચ્યો. મ્હારા ઘોડાને દરીઆમાં પડતો જોઇ, મલેકાની ઘોડી પણ કુદી પડી. થોડેક સુધી પાછળ પાછળ આવતો ખરી, પણ લગામને જરા આચકો લાગવાથી ઘોડી આગલે પગે ઉભી થઇ તેથી ઊંધી પડી અને મલેકા સુધ્ધાં દરીઆમાં ગરક થઇ. આ દુખદાયક બનાવ જોઇ, બેહજાદખાંએ પણ પોતાનો ઘોડો દરીઆમાં ઝોકાવ્યો. પણ માઠાં ભાગ્યેગે તે પણ વમળમાં અવટાઇ જવાથી, ડુબી ગયો. મ્હારા બાપે તેઓને સારૂ દરીઆમાં જાળો નખાવી સારીપેઠે તપાસ કરાવી; પણ કંઇ પત્તો લાગ્યો નહીં. આ જોઇ હું ઘણોજ ઉદાસ થઇ ગયો. મને ખાવાનું કે પીવાનું કંઇ સુજ પડયું નહીં. એવી રીતે કેટલાક દીવસ ગુજર્યા બાદ, નાશીપાસ્એશ થઇ, એક દીવસે ફકીરી અખતીઆર કરી, દરીઆ કીનારા ઉપર આવી, દરીઆમાં ડુબી મરવાનો ઠરાવ કર્યો, અને તે અમલમાં લાવવાની તઇઆરીમાં તતપર હતો એટલામાં પાછળથી એક સ્વારે આવી કહ્યું કે, મલેકા અને બેહજાદખાં જીવતાં છે. તું નાહક તારો જાન ખોતો ના. અગર મરજી ખુદાની છે તો તેઓ તને આવી મળશે. માટે ખુદાની દરગાહથી ના ઉમેદ નહીં થા. એટલું બોલી મને રૂમ તરફ જવાનું કહ્યું અને ફરમાવ્યું કે, તને ત્યાં બીજા બે ફકીરો મળશે. આટલાજ કારણસર હું રૂમ તરફ નીકળી આવ્યો છઊં.

એ ફકીરો! હું તમોને આવીને મળ્યો અને મ્હારો હેવાલ જાહેર કીધો. હવે મ્હારી ઉમેદ કયારે હાંસાલ થશે તે મેહરબાની કરી ફરમાવો.

---

# વાત ચોથી.

ચોથા ફકીરનો હેવાલ.

ચોથો ફકીર હોશીયાર થઈ બેઠો થયો, અને બોલ્યો કે, અે ફકીરો, હવે મારો હેવાલ ધ્યાંન રાખીને સાંભળો. હું ચીનના પાદશાનો છોકરો છઉં, અને સારીપઠે તરબીયત થયો છઉં. મ્હારો બાપ મરણ પામ્યો ત્યારે હું ઘણો ન્હાનો હતો. મ્હારા બાપે મરતી વખતે મને તેના ભાઈને સોંપી, તેને નસીયત કીધી કે, આ છોકરો (અેટલે હું) નાની ઊંમરનો છે, માટે જ્યારે તે લાયક ઊંમરનો થાય ત્યારે તેને તખત સોંપી, તારી બેટી રોશં-ન-અખતીઆર સાથે અેની શાદી કરી આપજે; પણ ત્યાંસુધી તું રૈયતને તથા લશકરને આરામથી રાખજે. અેટલું બોલી તેણે પોતાનો જાન ખુદાને સોંપ્યો, અને મ્હારા કાકાઅે તેજ દીવસથી પાદશાહત અખતીઆર કીધી. મ્હારા કાકાઅે મને જનાનખાનામાં રાખવાનો તથા ત્યાંથી બીલકુલ બહાર નીકળાય નહીં અેવો બંદોબસ્ત કર્યો. હું ચઉદ વરશની ઊંમરનો થયો ત્યાંસુધી મેં તખત મળવાની તથા શાદી થવાની ઉમેદમાંને ઉમેદમાં જનાનખાનાંમાં દીન ગુજારયા. મ્હારા બાપની વખતનો મુબારક નામનો અેક નીમક-હલાલ હબશી હતો. તે મ્હારા ઉપર હમેશ પ્યાર કરતો તેથી હું તેને હર વખત મળવા જતો હતો. અેક દીવસ અેક સહેલીઅે મને કંઈ પણ કારણ વીના બે તકસીર અેક સખત તમાચો માર્યો, તેથી હું રડતો રડતો મુબારક પાસે ગયો. તેણે મ્હારાં આસું લુછી લાખ્યાં,

અને મને કહ્યું કે, ચાલ હું તને તારા કાકા પાસે લઈ જાઉં, કે તે તને લાયક ઉમરમાં આવેલો જોઈ, મબાદા તારો હક તને હવાલે કરે. આ ઉપરથી હમો પાદશાહ પાસે ગયા. પાદશાહાએ મને દલગીર જોઈ પુછ્યું કે, આજે મ્હારી રૂબરૂમાં આવવાનો શો સબબ છે. મબારકે જવાબ દીધો કે, પાદશાહ સલામત, હમો કઈ અરજ કરવા આવ્યા છઈએ. પાદશાહ મનમાં સમજી ગયો. તેણે તેજ વખતે નજુમીઓને બોલાવી મંગાવી પુછ્યું કે, શાહાજાદા એટલે મ્હારા ખુદનાં લગનનો સુભ દીવસ મુકરર કરો. નજુમીઓએ જવાબ દીધો કે, આ વરશમાં કઈ મમુરતાંનો દીવસ આવતો નથી; માટે આવતા સાલમાં લગન કરવાનો બંદોબસ્ત કરવો જોઈએ. આ ઉપરથી પાદશાહાએ મને પાછો મેહેલમાં લઈ જવાનું મુબારકને ફરમાવ્યું. તે મુજબ તે મને પાછો મેહલમાં લઈ ગયો. થોડા દીવસ પછી હું મુબારકને મળવા ગયો. તેણે મને જોઈને રડવા માંડ્યું. મેં તેને રડતો જોઈ તેનો સબબ પુછ્યો. ત્યારે તે બોલ્યો કે, હું તને તે દીવસે પાદશાહ પાસે લઈ ગયો તે વખતે દરબારમાં બેઠેલા અમીર ઉમરાવો તને જોઈ, ખુશ થઈ, બોલવા લાગ્યા કે, હવે શાહાજાદો લાયક થયો છે તેથી તે હવે તખત ઉપર બેસશે એટલે આપણા બંધાની કદર બુજશે. આ વાત જ્યારે પાદશાહાનાં કાને પડી ત્યારે તે તેનાથી ખમી શકાઈ નહીં, અને મને એકાંત બોલાવી ફરમાવ્યું કે, એ છોકરાને જેમ બને તેમ કોઈપણ તજવીજથી મારી નાખ. હું પાદશાહના એવા ઘાતકી વીચાર ઉપર અંદેશો કરતો હતો એટલામાં તું પણ અહીંયાં

આવી પોંહોચ્યો તે જોઇ મ્હારૂં હઇયું ભરાઇ આવ્યું તેથી રડું છું. પાદશાહના આ દેહશતમંદ ઇરાદા બાબે સાંભળી, હું ઘણોજ ઘભરાવવા લાગ્યો, અને મબારકને ખોળે માથું મુકી આજેજેથી બોલ્યો કે, એ નીમકહલાલ મ્હારા પ્યારા મુબારક! મને પાદશાહત જોઇતી નથી; પણ તું કોઇ રસ્તે પણ મ્હારો જાન બચે એવી તજવીજ કર. તેણે મને દીલાસો આપી કહ્યું કે, હું પણ તેજ તજવીજમાં છઊં. એમ બોલી, તે મને મ્હારા બેહસ્તનશીન ખાવાના સુવા બેસવાના ઓરડામાં લઇ ગયો. તે ઓરડામાં એક ખુરસી પડી હતી, તે હમોએ ઊંચકી દુર મુકી. તેની નીચેનું બીછાનું ઉઠાવી, મુબારકે તે જગા ખોદી કાહાડી તો, તેમાં એક બારી નજરે પડી. બારીમાંથી ડોકું બહાર કાઢીને જોઊં છઊં તો મોહોટો દરીઓ તથા તેમાં ચાર આલીસાન મકાન બનાવેલાં નજરે પડયાં. આ મકાનોના દરેક દીવાનખાનામાં દશ દશ સુનેરી સ્થંભો હતા. આવા દરેક સ્થંભને મથાળે એકે એક સુનાની ઇંટ ગોઠવી, તે ઉપર હીરા માણેક જડીત એક એક વાંદરો મુકેલો હતો. મેં એવા ઓગણચાળીશ થાંભલા જોયા. ચાળીશમો થાંભલો એથી જુદોજ હતો. તે અશરફીથી ભરપુર હતો. પણ તે ઉપર વાંદરો ગોઠવેલો નોહોતો. આ બધું જોઇ હું તાજુબ થયો અને મુબારકને પુછયું કે, આ શું તીલસમાત છે. તે બોલ્યો કે, તારા બાપને જીન લોકોના પાદશાહ મલેકશાદક સાથે દોસ્તી હતી. તેથી તે દર વરશે તરેહ તરેહની અને મુલકે મુલકના સોગાત લઇ, મલેકશાદકને મળવા જતો હતો. તેની સાથે એક મહીનો રહીને આવતો

ત્યારે મલેક શાદક તેને એક વાંદરો આપતો હતો. તારો બાપ તે વાંદરાઓને આ થાંભલા ઉપર મુકતો હતો. એ વાંદરાનાં તાબામાં હજાર દેવ ફરમાબરદાર રેહેછે. પણ જ્યાંસુધી ચાળીસમો વાંદરો પુરો ન થાએ ત્યાંસુધી બચીત એ સઘળા નકામા છે. ચાળીશમો વાંદરો લાવવાના વખત ઉપર તારો બાપ ગુજરી ગયો, તેથી તે તીલસમાત અધુરો રહી ગયો છે, માટે ચાલ હું તને મલેક સાદક પાસે લઈ જાઉં. અગરજો તે તારા બાપની દોસ્તી ઉપર નીઘાહ રાખી, તને એક બાકી રેહેલો વાંદરો આપેતો તેની મદદથી તારો વાજબી હક તને સેહેજમાં મળી જાય, અને તારો જાન પણ બચે. આ વાત સાંભળી મેં મુબારકને કહ્યું કે, મ્હારા જાનનો કુલ મુખ્તીઆર તું છે. આ ઉપરથી મુબારકે એકદમ બજારમાં જઈ, અતર વીગેરે તરેહ તરેહની સોગાત ખરીદ કરી લાવ્યો. બીજે દીવસે મુબારકે પાદશાહ પાસે જઈ કહ્યું કે, એ છોકરાને એટલે મને જંગલમાં લઈ જઈ, ઠેકાણે કરી દેવો કે, તારા ઉપર બદો આવે નહીં. આ વાત પાદશાહના મનમાં ઉતર્યાથી મુબારક મધ્ય રાતે મને સાથે લઈ, ઉત્તર દીશા તરફ ચાલ્યો. એક મહીનાની મજલ થયા બાદ મુબારકે જીન લોકોની ખીલકત દીઠી. પણ તે મ્હારા જોવામાં આવી નહીં. પછી જ્યારે મુબારકે મારી આંખમાં સુલેહમાની સુરમો આંજ્યો ત્યારે મારાથી તે દેખાવા લાગી. બાદ થોડેક આગળ ચાલ્યા એટલે પાદશાહા મલેકશાદકનું દરબાર આવ્યું. હમો બંનો દરબારમાં ગયા. ત્યાં જઈ જોઈએકતો પાદશાહ મલેકશાદક જડાવ તાજ ઘાલીને તખત ઉપર

બીરાજેલો હતો અને તેની આસપાસ દરબારમાં અમીર ઉમરાવો પણ બેઠેલા હતા. મેં અને મુબારકે પાદશાહને સલામ કીધી. તેણે મુબારકને ઓળખ્યો અને પુછ્યું કે, તારી સાથે આ બીજું કોણ છે. તેણે જવાબ દીધો કે, પાદશાહ સલામત, એ તમારા દોસ્તનો છોકરો છે. એના બાપે મરતી વખતે એના કાકાને રાજપાટ સોંપ્યું અને ફરમાવ્યું હતું કે, એ છોકરો લાયક ઉંમરે આવે ત્યારે તે તેને સ્વાધીન કરવું. પણ આજે જ્યારે આ છોકરો લાયક ઉંમરનો થયો ત્યારે એનો કાકો પોતાના ભાઈની કહેલી વાત વીસરી ગયો અને એને તખત સોંપતો નથી એટલુંજ નહીં; પણ વળી એને બેગુનાહ મારી નાખવાનો કસદ કીધો. તેમાટે હું એ છોકરાને તમારી પાસે લાવ્યો છઉં. હવે તમારે એના બાપની સાથેની દોસ્તીનો હક બજાવી, એને ચાળીશમો વાંદરો આપવો કે જેની મદદથી તે પોતાનો હક મેળવી શકે. આ વાત સાંભળી પાદશાહએ ફરમાવ્યું કે, એ છોકરો હમારૂં એક કામ બજાલાવે અને તેમ કરવામાં બદ દાનત નહીં કરે તો, એના બાપ કરતાં એની સાથે વધારે સલુકાઈ કરીશ; અને એનાં બાપનું તખત અપાવ્યા વીના હરગીજ રહીશ નહીં. મે ઉઠીને અદબ બજાવી અરજ કરી કે, હું સરો ચશમથી જે કામ ફરમાવશો તે કામ બજા લાવીશ. તેજ વખત પાદશાહએ મને પોતાની પાસે બોલાવી, એક કાગજ ઉપર તસવીર બતાવી કહ્યું કે, એ માશુકને જ્યાં હોય ત્યાંથી પેદા કર અને એનાં નામ નીશાણનો બરોબર પત્તો લાગેથી, મ્હારી તરફના ઇશ્તીયાકની અરજ કરજે. મેં તે તસવીરવાળો કાગજ લીધો અને મુબારકને સાથે લઈ જંગલ

તરફ ચાલ્યો. મુલકે મુલકે અને શેહેરે શેહેર તપાસ કરતાં કરતાં સાત વરશ ગુજરી ગયાં; પણ તે કાગળમાં બતાવેલા નમુના જેવી ઓરતનો પત્તો કેથાં લાગ્યો નહીં. બાદ થોડી મુદ્દતે એક શેહેરમાં જઇ પોહોંચ્યા. તે શેહેર ઘણું ઉમદા અને આલીશાન ઇમારતોથી ભરપુર હતું. તેમાં એક હીંદુસ્થાની આંધળો ભીખ માંગતો ચાલ્યો જતો નજર આવ્યો. આ આંધળા ભીખારીને કોઇએ કંઇ આપ્યું નહીં, તે જોઇ હું તાજુબ થયો. મેં મ્હારા ખીસામાંથી એક મોહોર કાઢીને તેને આપી, તે ઉપરથી તે મને દુવા દેતો દેતો ચાલ્યો; અને શેહેરની પેલી બાજુપર એક મોહોટું મકાન હતું તેમાં તે ધુસ્યો. હું પણ તેની પાછળ પાછળ ગયો, ને જોયું તો, અંદરથી તે ઇમારત જગે બજગે તુટેલી હતી. આંધળો અંદર ગયો એટલે તે ઇમારતમાંથી એક આવાજ આવ્યો કે, "એ બાપ આજ તું જલદી કેમ આવ્યો?" આંધળો બોલ્યો કે, એક મુસાફરે આપણા હાલપર મેહેરબાની કરી, એક મોહર આપી, તેના હું કપડાં અને ખાવાનો સામાન લાવ્યો છઊં. વાસ્તે સારાં કપડાં સીવીને પેહેર અને સારૂં ખાનું પકાવ; કેમકે આપણે ઘણી મુદ્દતથી સારૂં ખાનું ખાધું નથી. તે મુસાફરની મતલબ આપણે જાણતા નથી, મગર આપણી દુવાથી, ખુદા તેની મુરાદ હાંસીલ કરે. મેં આવું બોલવું સાંભળી, ધ્યાન રાખી જોયું તો, ત્યાં એક ઓરત નજરે પડી. તેની સુરત મ્હારી પાસેની તસ્વીર સાથે મુકાબીલ કરતાં, આબેહુબ તેનાજ જેવી માલુમ પડી. હું તે જોઇ ઘણોજ ખુશી થયો. મ્હારી અને તે ઓરતની નજર મળી એટલે તે બોલી કે, એ મરદ બેગાના!

તન ઉપર નીગાહ નો કર. ખુદાથી ડરીને ચાલ. મેં પોકાર મારયો કે, એ મકાનના માલીકો! મને મુસાફરને પડી રેહેવાને એક જગો બતાવો. આંધળાએ મારો અવાજ ઓળખ્યો અને બોલ્યો કે, તું તારી મુસાફરી કરવાની મતલબ મને મેહેરબાની કરી કેહે. મેં મલેકશાદકની વાત છુપાવી અને કહ્યું કે, હું ચીનના પાદશાહનો શાહાજાદો છઊં. મેં સોદાગર પાસેથી એક તસ્વીર વેચાતી લીધી હતી, તે જોઈ મેં તે ઓરતને શોધી કાઢી, અને તેના દીદાર જોવાના ઇરાદામાં મ્હારૂં દીલ દીવાનું બની ગયું. તેથી ફકીરી અખતીઆર કરી, તેની શોધમાં સારી દુનીયા ફરી વળ્યો; પણ મ્હારી મુરાદ હાંસીલ થઈ નહીં. હાલ ઉમેદછે કે, તમારાથી મારી ઉમેદ બર આવશે. આ મ્હારૂં બોલવું સાંભળી, આંધળો હાય મારી બોલ્યો કે, અફસોસ કે, મ્હારી છોકરી સાથે નીકાહ કરવાની ગીરફતારીમાં આ મુસાફર પડેલો છે. બાદ તે આંધળો પોતાનો હેવાલ કહેવા લાગ્યો.

આંધળો કેહેછે કે, હું આ શેહેરના મોહોટા ખાનદાનનો છોકરો છઊં. મારે એક છોકરી છે. તે એવી ખુબસુરતછે કે પરી પણ તેની આગળ એક વખત ઝાંખી પડે. તેની ખુબસુરતીની વાત આ શેહેરમાં અને બીજા મુલકોમાં જાહેર થઈ. જ્યારે તે વાત આ શેહેરના પાદશાહજાદાના સાંભળવામાં આવી ત્યારે તે વગર જોયે મ્હારી છોકરી ઉપર આશક થયો, તેની ખબર પાદશાહને થવાથી તેણે મને પોતાની રૂબરૂ બોલાવી મંગાવ્યો, અને મ્હારી છોકરી સાથે શાહાજાદાની શાદી કરવાનું ફરમાવ્યું. મેં તે વાત કબુલ કીધી. બાદ થોડા દીવસ પછી મ્હોટા દમદમામ

અને જલુસથી શાદી પણ કીધી. પછી શાહાજાદો અને મ્હારી છોકરી દુલહન પોતાનાં મકાનમાં આરામ કરવા ગયાં. થોડી વારમાં તે મકાનમાંથી એક મ્હોટો પોકાર ઉઠયો તેથી બાહારના ચોકીદારો ઘભરાયા. સેહેજ વારમાં જ્યારે તે શોર બીલકુલ એકદમ બંધ પડયો, ત્યારે દરવાજો તોડી, અંદર જઈ, જોયું તો, શાહાજાદાનું માથું કાપી લાખેલું અને છોકરી બેહોશ પડેલી હતી. આ વાતની પાદશાહને ખબર થતાંજ તે ત્યાં આવી પોંહોંચ્યો. તે અને બીજા અમીર ઉમરાવો, આ ગજબ કેમ બન્યો તે ઉપર વીચાર કરવા લાગ્યા; પણ એ બનાવનો ભેદ કોઈ વરતી શક્યું નહીં. આખરે પાદશાહએ તે છોકરીનું સીર કાપી લાખવાનું ફરમાવ્યું. એવા બોલો પાદશાહનાં મોહમાંથી નીકળતાંજ ત્યાં પાછો મોહટો શોર બકોર થયો. આથી પાદશાહ ઘભરાઈને ત્યાંથી નાહાશી ગયો, અને બીજે દીવસે હકુમ કીધો કે, એ છોકરીને મેહેલમાંથી દુર કરો. આ ઉપરથી પાદશાહના નોકરો, એ છોકરીને મ્હારે ઘેર મુકી ગયા. મરનાંર શાહાજાદાનું ચાળીશમું વીત્યા બાદ, પાદશાહએ દરબાર કરી, મુકરર કીધું કે, મને તથા મ્હારી છોકરીને કતલ કરી, મ્હારાં ઘરબાર જપત કરવાં. આ સજાનો અમલ કરવાનો હુકમ કોટવાલને મળવાથી, તે મ્હારા મકાન ઉપર આવ્યો. તેણે મ્હારૂં ઘર ચોતરફથી ઘેરી લઈ અંદર પેસવા ચાહ્યું, એટલામાં તેના ઉપર ગેબથી પથ્થરનો વરસાદ થયો, તેથી તે અને તમામ લશ્કર નાહાસી ગયું; અને પાદશાહના મેહેલ ઉપર એક ગેબી અવાજ થયો કે, જો તું એ છોકરીને સતાવશે તો, તારો શાહાજાદો શાદી કરી, જેવું ફળ પા-

ર્યો તેવું ફળ તને પણ મળશે. પાદશાહાએ એવા બોલો સાંભળ્યા પછી, મ્હારા ઉપર કંઇ જુલુમ કરવો નહીં એવો ઠરાવ કીધો. એવો તીલસમાત થવાથી, શેહેરના લોકો તાવીજ તથા જંતર મંતર કરવા લાગ્યા, અને કુરાનેમજીદ ભણવા લાગ્યા. એક વખત મેં એ છોકરીને સવાલ કીધો કે, તું અને તારો ખાવીંદ જે મેહેલમાં સુતાં હતાં તેમાં તેં શું બનાવ બનેલો જોયો તેનું બયાન કર. છોકરીએ જવાબ દીધો કે, શાહાજાદો મ્હારી સાથે જના કરવા આવ્યો તે વખતે એક જુવાન તખ્ત ઉપર બેસી, લશ્કર સુધ્ધાં હમારી આગળ આવ્યો, અને પોકાર મારી, શાહાજાદાને કતલ કીધો, અને મ્હારી પાસે આવી બોલ્યો કે, એ માશુક! હવે તું કયાં જશે? તે જુવાનનો ચેહરો આદમીના ચેહરા જેવો હતો, પણ તેના પગ બકરાના પગ જેવા હતા. તે જોઇને હું ગભરાઇ અને બેહોશ થઇ પડી. પછી શું નીપજ્યું તેની મને ખબર નથી. આંધળો કેહેછે કે, પાદશાહના ગુસ્સાથી મ્હારા દોસ્ત આશનાઓ મ્હારાથી દુર થયા એટલુંજ નહીં; પણ ભીખ માગવા જાઉં છઉં તો તે પણ કોઇ આપતું નથી, અને હું અને મ્હારી છોકરી, આ એકાંત મકાનમાં પડી રહી, હમારા દાહાડા ગુજારીએ છઇયે. આવી મુસીબત કરતાં મરવું બેંહતર છે. એ શાહાજાદા! અગર એ છોકરી પર પરીનો સાયો નહીં હોત તો, હું એને તારી ખીદમતમાં લોંડી કરી આપત. આ મ્હારો હેવાલ મેં તારી આગળ બયાન કીધો. માટે તું એ વાત તારા દીલમાં નો લાવ અને એ બાબતના કસદને દર ગુજર કર.

આંધળાની વાત સાંભળી, હું ત્યાંથી રૂખસત થયો, અને સરાહ-માં મુબારક પાસે આવી, તેને સઘળો જીકર કર્યો; અને વળી કહ્યું કે, તસવીરના નમુના જેવી ઓરતનો પત્તો હાથ લાગ્યો છે. તે ઓરત તે આંધળાની બેટી છે. પણ તે આંધળો પોતાની છોકરીને મ્હારી હસ્તક કરવાને કબુલ થતો નથી. બાદ, હું અને મુબારક ખાનું ખાઈ, સુઈ ગયા. રાતના સુતાં સુતાં મને વીચાર આવ્યો કે, કદાપી આપણે એ છોકરીને લઈશું તો તે મલેકશા-દકને રજુ કરવી પડશે. આપણે હાથ કહીં એ આવવાની નથી. આવા ખ્યાલમાં રાતતો જેમ તેમ ગુજરી ગઈ. સહવાર થતાંજ, હુ ઉઠીને બજારમાં ગયો. ત્યાંથી મેવો મીઠાઈ, ઉમદા ઉમદા કાપડ-ના તાકાઓ, વગેરે ખરીદ કરી, તે આંધળા પાસે લઈ ગયો. તે સઘળું જોઈ, આંધળો ઘણોજ ખુશ થયો અને બોલ્યો કે, તારા જાનને નુકસાન ન થાય તો મ્હારી બેટી તને હવાલે કરૂં, અને મ્હારો જાન પણ તારા ઉપર તસઃદુક કરૂં. મેં તેને કહ્યું કે, હું તકલીફ લઈ, બધા મુલક ફરી, આ શેહેરમાં આવ્યો છઊં. મેં તો મ્હારા જાનના હાથ ધોયા છે. મેં આ માશુકને મેળવવાની ઉમેદમાં આજ કાલ કરતાં એક મહીનો ગુજાર્યો, એટલામાં ઇત્તેફાક એવો બન્યો કે, તે આંધળો બીમાર પડ્યો. હું તેની હકીકત હકીમ પાસે લઈ જતો અને હકીમના ફરમાવ્યા મુજબ તેને દવાદારૂ કરતો. મ્હારી આવી ખીદમત જોઈ, તે આંધળાએ મને કહ્યું કે, હું તને મના કરૂં છઊં; પણ તે છતાં તું મારી છોકરીને મેળવવા વીશેની તારી જીદ મુકતો નથી તો, હું લાચાર છઊં. ખેર, હું તારા ઇરાદા બાબે મ્હારી છોકરીને વાકેફ કરીશ, અને તે કબુલ કરશે તો, હું તેને

ખુશી ખાખુશીથી, તારે હસ્તક કરીશ. આ વાત સાંભળી, મને ઘણોજ આનંદ થયો; અને મ્હારા મુકામ પર આવી મેં મુબારકને સઘળો હેવાલ જાહેર કીધો. બીજે દીવસે સહવારે જ્યારે હું પાછો આંધળા પાસે ગયો, ત્યારે તેણે ફરમાવ્યું કે, મેં મ્હારી છોકરી તને હવાલે કરી છે. ખુદા તમારી નીઘેહબાની કરે. હું જીવું છઊં ત્યાંસુધી તમો બંનો મ્હારી આંખ આગળ રહો. પછી મરજીમાં આવે ત્યાં જજો. બાદ, કેટલીક મુદ્દતે આંધળો મરણ પામ્યો. તેને બીજે દીવસે મુબારક એક ડોળી લાવ્યો. તેમાં તે નાજનીને બેસાડી, સરાહમાં લઈ આવ્યા. મુબારકે મને કહ્યું કે, આ અનામત મલેકશાદકની છે. માટે તું તારી દાનત જરા પણ બદ કરતો નહીં. મેં મુબારકને કહ્યું કે, મલેકશાદકતો દુર છે અને મ્હારૂં મન સબર કરતું નથી. પછી મુબારકે મને કેટલીક નસીહત કરવાથી, હું ચુપ થયો. બાદ બે સાંઘણી મંગાવી. હમો તે ઉપર સવાર થઈ મલેકશાદકના મુલક તરફ રવાને થયા. રસ્તામાં હમોને જીન લોકોનું એક લશ્કર મોહોટા મેદાનમાં આવી મળ્યું. મુબારકે તેઓને પુછયું કે, તમો કયાં જાઓછો? તેઓએ જવાબ દીધો કે, પાદશાહાએ તમારી ઇસ્તેકબાલને સારૂ હમોને મોકલ્યા છે. બાદ તે સઘળા કાફલા સાથે રાત દીવસ ચાલતાં ચાલતાં, થોડા દીવસમાં હમો મલેકશાદકના શેહેરની સરહદમાં આવી પોહોંચ્યાં. મુબારક રાતના સુઈ ગયો. પછી મેં મ્હારૂં સીર તે નાજનીના કદમ ઉપર મુક્યું અને કહ્યું કે, મેં તારે સારૂ ઘણી તસદી ઉઠાવીછે તેથી તું મને ભુલી જતી નહીં. તે નાજની બોલી કે, હું તે જાણું છઊં અને મ્હારૂં મન પણ તારાજ ઉપર આશકછે; માટે તું પણ મને

ભુલતો નહીં. આવી તરેહની એક બીજાના પ્યાર બાબે ગોફ્તેગો કરતાં કરતાં, તે નાજની બેઅખ્તીયાર રડવા લાગી; અને થોડીવારમાં હમો બંનેનો બદ હાલ થયો. એટલામાં મુબારક જાગી ઉઠયો. તેણે હમોને આવી બદ હાલતમાં જોઇને, દીલાસો આપી, સમજાવ્યાં કે, તમો કંઇ ફીકર કરો નહીં. મ્હારી પાસે એક એવી જાતનું તેલ છે કે, જો તે માશુકને બદને માલીશ કરવાથી એવી તો બદબો નીકળશે કે, જેને લીધે, મલેકશાદક એને નાપસંદ કરશે; અને એ નાજનીને, તને હવાલે કરી દેશે. મુબારકે આ પ્રમાણે દીલાસો આપ્યો તેથી રાતતો આરામમાં ગુજરી. પણ સહવારનો પોહોર થતાંજ, જીન લોકો એક પાલખીમાં કેટલોક ઉમદા પોશાક લઇને, હમારા મુકામ પર આવ્યા. મુબારકે પાલખી આવેલી જોઈ, પેલું બદબો ભરેલું તેલ, પરીજાદીને બદને લગાવી, ઉપરથી પેલો પોશાક પેહરાવી, તેને પાલખીમાં બેસાડી. બાદ, હમો સઘળા મલેકશાદકની હજુરમાં ગયા. તેણે મને જોઈ, સાબાશી આપી અને કહ્યું કે, તું મ્હારૂં ફરજંદ છે. હું તને તારા બાપની પાદશાહત અપાવી, તારૂં ઘણી રીતે બેહતર કરીશ. એટલામાં તે નાજની પાલખીમાંથી ઉતરી, મલેકશાદકની રૂબરૂ આવી. તેને લગાવેલાં તેલની બદબો પાદશાહને આવવાથી, તેનો દમાગ ફરી ગયો; અને ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં જઈ, હમોને બોલાવી કેહવા લાગ્યો કે, એ બદબો સાની આવે છે. મેં તમોને અવલથી સુચના કરી હતી કે, બદ દાનત કરવી નહીં, અને તમોએ આ શું કામ બનાવ્યું છે? એ પ્રમાણે મોહોટા ધુસ્સાથી બોલી કહ્યું કે, હવે જુઓ તમા-

રા શા હાલ બને છે. મુબારક દેહશતનો માર્યો, ઇજારનું ના બોલી, બતાવવા લાગ્યો કે, હું તો બોજેસરા છઉં. ત્યારે પાદશાહ મ્હારી તરફ ગુરકવા લાગ્યો અને બોલ્યો કે, એ તારૂં કામ છે. પાદશાહને આવા ધુસ્સામાં આવેલો જોઇ, મેં મ્હારા જાનના હાથ ધોયા, અને મુબારકની કુંબરે બંજર બાંધેલું હતું તે લઇ, પાદશાહની પીઠ ઉપર માર્યો. તેવો તે જમીન ઉપર લોટતો લોટતો ગેંદની સુરત થઇ, આસમાન તરફ ચાલ્યો, અને એક લેહજામાં, બકતો બકતો પાછો આવી, મને એક સખત લાત મારી, જેથી હું ચત્તો ચપાટ પડી ગયો તથા બેહોશ થઇ ગયો. જ્યારે પાછો હોશમાં આવ્યો, ત્યારે જોઉં છઉં તો, એક બયાબાન નજર આવ્યું. તેમાં ઝાડી શીવાયે બીજું કઇં દીઠું નહીં. હું ત્યાંથી ઉઠી, આગળ ચાલવા લાગ્યો. આગળ ચાલતાં ચાલતાં એક રોજ, એક પાહાડ નજર આવ્યો. મેં તે ઉપર ચહઢી વીચાર કીધો કે, એ ઉપરથી નીચે પડી જાન બોવો. એટલામાં એક સવાર આવી પોંહોંચ્યો. તેણે ફરમાવ્યું કે, માણસ ઉપર આફત આવે છે તે વખત તેણે ધીરજ રાખવી જરૂર છે. હવે તારા નબળા દીવસ જતા રહ્યા, અને સારા દીવસ નજદીક આવ્યા છે; માટે તું રૂમ શેહેર તરફ જા; અને તારા જેવા ત્રણ દરદી ફકીરો ત્યાં ગયા છે તેની મુલાકાત કર. વળી ત્યાંનો પાદશાહ પણ તમોને આવી મળશે. આ વાત સાંભળી, હું ત્યાંથી નીકળી, તમો ફકીરો આગળ હાજર થયો છઉં, અને પાદશાહ સલામત પણ આવી મળ્યો છે. હવે આપણા પાંચોની મુરાદ ખુદા જલદીથી બર લાવે.

આ ગોફતેગો થતી એટલામાં, એક ગુલામ પાદશાહના મેહેલ તરફથી દોડતો આવ્યો, અને પાદશાહને મુબારકબાદી આપી, કહ્યું કે, બેગમને આફતાબની મીસાલનો સાહેબજાદો તવલુદ થયો છે. પાદશાહ તાજુબ થઈ, બોલ્યો કે, રાણીને હમેલ તો હતો નહીં, અને આફતાબ કયા બુર્જમાંથી પેદા થયો? ગુલામે જવાબ દીધો કે, પાદશાહાઈ ગજબમાં પડેલી બીબી માહરૂ, જેણે કેટલી મુદ્દતથી ખુણો અખતીયાર કીધો હતો, તેને બેટો થયો છે. આ વાત સાંભળી, પાદશાહ બેહદ ખુશી થયો, અને ફકીરોએ દુવા દીધી કે, એ પાદશાહ! એ સાહેબજાદો તારી રૂબરૂ જઈફ થાઓ, અને એનું કદમ દુનીયામાં મુબારક રહો. પાદશાહએ અરજ કરી કે, એ તમો ફકીરોનાં કદમની બરકત છે. બાદ, પાદશાહ તેઓની રજા લઈ, પોતાના મેહેલમાં ગયો; અને બાળકને ગોદમાં લઈ, શુકરગુજારી કરવા લાગ્યો. બાદ, પાદશાહએ તે છોકરાને લાવીને, ફકીરોનાં કદમ આગળ મુક્યો. તેઓએ તેને દુવા દીધી. બાદ, પાદશાહએ જશનની તઈયારી કીધી. તેણે ઘણી ખેરાતો કીધી, તથા અમીર ઊમરાવોને જાગીરો બક્ષી; તથા લશ્કરી લોકોને પાંચ પાંચ વરશનાં સાલીઆનાંનુ ઈનામ આપ્યું. વળી રઈયતને ત્રણ વરશની જમાંબંદી માફ કીધી. આવી સખાવતથી, તમામ શેહેરમાં રંગ મચી રહ્યો હતો, એટલામાં એકાએક મેહેલમાં જનાનખાનાંમાં રડારોળનો શોર ઊઠયો. ખોજાઓ બદન ઉપર ખાક લગાવતા, પાદશાહની હજુર હાજર થઈ, જાહેર કરવા લાગ્યા કે, સાહેબજાદાને દાઈ પોતાના ખોળામા લઈ, રમાડતી બેઠી હતી તેના

ઉપર એકાએક અંધકારની મીસાલે વાદળ આવ્યું, અને તે દુર-થયા પછી જોયું તો, દાઈ બેહોશ પડી છે, અને સાહેબજાદો ગેબ થઈ ગયલો છે. પાદશાહ એ વાત સાંભળી, ઘણોજ તાજુબ થઈ ગયો, અને તમામ શેહેરમાં માતંમનો શોર થવા લાગ્યો. એ રીતે બે દીવસ ગુજરયા બાદ, ત્રીજે દીવસે, બામદાદમાં મેહેલ ઉપર સોહા વાદળનો ઘેરો આવ્યો, અને તે તુરત સાફ થઈ ગયા બાદ જોયું તો, એક જડાવ પારણામાં હીરા અને મોતીના દાગીના, તેમજ તેવુંજ કુડતું પેહેરી તથા પાસે જડાવ રમકડાં લઈ, સાહેબજાદો સુતેલો દીઠો. પાદશાહ અને બેગમ તે છોકરાને જોઈને ઘણાંજ આનંદ થયાં, એને તેને ગોદમાં લીધો. આખા શેહેરમાં પાછો ખુશાલીનો પોકાર ઉઠી રહયો. બાદ પાદ-શાહએ તાબડતોબ એક મેહેલ તઈયાર કરાવી, તેમાં પેલી ફકીરોને આબાદ કીધા. પાદશાહ દરબારના કામથી ફારેગ થઈ, હંમેશ તે ફકીરોની ખીદમતમાં જતો હતો. હરેક ચાંદરાતની પેહેલી જુમેરાતને દીવસે સાહેબજાદો ગેબ થતો અને ત્રીજે દીવસે તરેહ તહેહની તોફારીક સાથે પાછો આવતો. આ રીતે સાત વરશ ગુજરયાં બાદ, શાહજાદાની સાલગીરી આવી. તે દીવસે પાદશાહએ ફકીરોને પુછયું કે, એ શાહાજાદાને લઈ જવાનો અને મુકી જવાનો ભેદ કંઈ સમજાતો નથી. ફકીરોએ કહ્યું કે, એના પારણા માં એક ચીઠ્ઠી લખી મુકો, અને તેમાં લખો કે, "મ્હારી મળવા ની આરજુ મોહોબતની રાહે પુરી પાડશો તો મોહટી મેહરબાની થશે." પાદશાહએ ફકીરોના કહયા મુજબ અમલ કીધો. દ-સ્તુર મુજબ સાહેબજાદો ગેબ થઈ ગયો. તેજ દીવસે પાદશાહ

આજાદબક્ષ ફકીરો પાસે બેઠો હતો તેવામાં, ત્યાં ઉપરથી એકાએક એક રૂક્કો બીછાનાં ઉપર પડયો. તેમાં લખ્યું-હતું કે, હમો પણ તમોને જોવાને મુશતાક છીએ; વાસ્તે તખ્ત મોકલ્યું છે તે ઉપર સ્વાર થઈ આવવું. પાદશાહ આજાદબક્ષ ચારે દરવેશોને પોતાની સાથે લઈ, તખ્ત ઉપર સ્વાર થયો. બાદ તે તખ્ત હવામાં ચાલ્યું. થોડી વારમાં એક મકાનમાં પોહોંચ્યા. ત્યાં સઘળો અસબાબ તઈયાર દીઠો; પણ કોઈ બીજું નજર આવ્યું નહીં. જ્યારે પાંચોની આંખમાં સુલેમાની સુરમો આંજ્યો અને આંખમાંથી બે બુંદ આંસુનાં નીકળ્યાં, ત્યારે પરીઓ સામાં ઈશતકબાલને આવતી નજર આવી. આગળ જતાં દરબાર આવ્યું. ત્યાં જરરી તખ્ત ઉપર શાહરૂખનો બેટો શાહાબાલ બેઠો હતો, અને તેની આજુ બાજુએ પરીઓ તથા જીનો કરીનાસર ઉભેલા હતા. મોહઢાં આગળ આજાદબક્ષનો છોકરો બખ્તીયાર, પરીજાદી છોકરી સાથે, ખેલ કરતો હતો. આજાદબક્ષને જોઈ, શાહાબાલ તખ્ત ઉપરથી ઉતરી, સામો આવ્યો, અને બગલગીરી કરી, તખ્ત ઉપર પોતાની પાસે બેસાડયો. સારો દીવસ રંગ રાગમાં અને તરેહ તરેહની રમત ગમતમાં ગુજરયો. બીજે દીવસે જ્યારે બંને પાદશાહ પાછા એકઠા થયા, ત્યારે શાહેબાલે આજાદબક્ષને પુછ્યું કે, આ ફકીરોને સા વાસ્તે સાથે લાવ્યો છે. આ ઉપરથી પાદશાહ આજાદબક્ષે ચારો દરવેશની હકીકત બોલીને કહી; અને તેઓની મુરાદને પોંહોંચાડવાની શીફારસ કીધી. તેજ વખતે પાદશાહ શાહાબાલે, મોહટા મોહટા જીનો જેજે જગે સરદારી કરતા હતા, તેઓના ઉપર

તે તે જગે, ફરમાનો લખ્યાં કે, તમારી પાસે આદમ જાદ, મરદ તથા ઓરત હોય તે, લઇને હમારી હજુર હાજર થવું. અગર કોઇ છુપાવશે અને હાજર નહીં થશે તો, તે સજાને પોંહોંચશે. આ ફરમાનો લઇ, દેવો ચારે દીશા તરફ રવાને થયા. શાહાબાલ આજાદબક્ષ સાથે વાત કરતો કરતો, ફકીરોની સામાં જોઇ બોલ્યો કે, મને હકતાલા છોકરો કયા છોકરી આપેતો, આદમજાદ પાદશાહને ત્યાં તેની શાદી કરૂં એવી મનમાં ઇછા હતી, તેવામાં છોકરી તવલુદ થઇ. ત્યારે મેં પરીઓને ફરમાવ્યું કે, આદમજાદ પાદશાહઓમાં કોઇને છોકરો પેદા થયો હોયતો, બેમાલુમ લઇ આવો. તેઓ આ શાહાજાદાને લઇ આવ્યા. મ્હારો પ્યાર એના ઉપર એટલોછે કે, એક પલક પણ મ્હારી આંખ આગળથી તેને દુર નહીં કરૂં. પણ એમ કરવાથી એનાં માબાપનો શું હાલ થશે તે ઉપર વીચાર કરી, મહીનામાં એકજ દીવસ, એક પલકમાં મ્હારી પાસે બોલાવું છઊં, અને એકજ દીવસ રાખી, પાછો મોકલી દઊં છઊં. હવેતો એ પાદશાહ આજાદબક્ષ! તારો સાથે મોહોબત થઇ, તેથી મ્હારી છોકરીની કદખુદાઇ તારા છોકરા સાથે કરીશ. આજાદબક્ષ બોલ્યો કે, એ ફરજંદ તમારૂં છે. તમારી મરજીમાં આવે તેમ કરો. આ રીતે ખુશીમાં દીન દશ પાંચ ગુજર્યા. તે દરમીઆનમાં ગુલેસ્તાને એરમનાં કોહેસ્તાનનાં તથા જંજીરાના પાદશાઓ બોલાવ્યા હતા તે હાજર થયા. અવ્વલ પાદશાહએ મલેકશાદકને ફરમાવ્યું કે, તારી પાસે આદમજાદ હોય તેને હાજર કર. તેણે તેજ વખત પેલી ઓરત ગુલેઓજારને રજુ કીધી; અને એમાનના પાદશાહ પાસે જીનની શાહાજાદી કે જેને સારૂ મુલકે

નીમરોજનો શાહાજાદો, ગાય ઉપર બેસી, દીવાનાની માફક ફરતો હતો તેને આજીજીની સાથે, હાજર કીધી. દરીયાના પાદશાહ કુલજુમે હાથ બાંધી અરજ કરી કે, પાદશાહ સલામત, હત્તેફાક એવો બન્યો કે, મ્હારી સ્વારી શીકાર અને સૈર કરવા નીકળી હતી તે વખતે, શાહાજાદો દરીઆમાં ઘોડો ઘાખી, પોતાના બાપ પાસે ગયો; અને પાછળથી શાહાજાદી ઘોડી ઉપર બેસી, જતી હતી, તેની મારી નજર તેના ઉપર પડવાથી, મેં તેને બોલાવી મંગાવી: તથા બેહજાદબાં પણ, દરીયામાં ઘોડા ઉપર જતો હતો તેને પણ તેની બાહાદુરી ઉપરથી બોલાવી મંગાવ્યો. તેઓ બંને હાજર છે. બાદ સુલતાને શામની શાહાજાદીની તપાસ કરતાં, તે આવેલી માલુમ પડી નહીં, તથા તેને લઇ જનાર મુસલસલ કોહેકાફમાં જાદુથી, એક જુદો કીલ્લો બાંધી રહ્યો હતો તે પોતાની મગરૂરીથી હાજર થયો નોહતો. તેને સારૂ શાહબાલે એક મોહટી ફોજ મોકલી, તેનાં મકાન જમીનદોસ્ત કરાવી, તથા માલ અસબાબ લુટાવી દઇ, પોતાની હજુર પકડી મંગાવ્યો, તોપણ તેણે મગરૂરીથી જવાબ દીધો અને શાહાજાદીનો પત્તો બતાવ્યો નહીં. મલેક શહાબાલે ગુસ્સે થઇ, તેના હાથ પગના પુરજે પુરજા કરવાનું અને કોહેકાફમાં જઇ, શાહાજાદીને શોધી લાવવાનું ફરમાવ્યું. તે મુજબ અમલ કરી, શાહાજાદીને જીન લોકોએ હાજર કીધી. ફકીરો, એવો વાજબી ઇનસાફ જોઇને, અતીશે ખુશ થઇ, દુવા દીધી. બાદ, મલેક શાહાબાલે ફકીરોને અને શાહજાદીઓને પાદશાહઇ પોશાક પેહરાવી, શાદીની તઇઆરી કીધી. નેક સાયત અને નેક દીન જોઇ, મલેક શાહાબાલે,

પોતાની શાહજાદી રોશન અખતીયારની શાદી શાહાજાદા બખતીઆર સાથે કીધી. એમન શેહેરના ખોજા સોદાગરના છોકરાનાં લગન દમેશકની શાહાજાદી સાથે કીધાં. મુલકે ફારસના શાહાજાદાના નીકાહ બસરાની શાહાજાદી સાથે કીધાં. અજમના શાહાજાદાની કદખુદાઈ ફરંગની મલેકા સાથે કીધી. નીમરોજના પાદશાહની બેટી બેહજાદખાનને આપી, અને શાહાજાદા મેહેરોજને જીનની શાહાજાદી તથા પેલા આંધળા મરદની બેટી જે મલેકશાદક પાસે હતી તેને ચીનના શાહાજાદાને હવાલે કીધી. આ રીતે મલેક શાહાબાલે બધાને પોત પોતાની મુરાદને પોંહોંચાડયા. ચાળીશ રોજ સુધી શેહેરમાં મોહોટાં મોહોટાં જશનો કીધાં, અને બધા એશો અશરતમાં રહ્યા. બાદ, મલેક શાહાબાલે તમામ શાહજાદાઓને ઇનામ એકરામ આપી, તેઓને, પોત પોતાને મુલક પોંહોંચાડયા. તેઓ પોત પોતાનાં વતનમાં જઈ, પાદશાહત કરવા લાગ્યા. ખોજા સોદાગરના છોકરાને બખક્ષી અને બેહજાદખાંને અમીર બનાવી, મલેકે તેઓને પોતાની હજુરમાં જીવતાં સુધી રાખ્યાં.

તમામ.

# જાહેર ખબર.

## નીચે લખેલી ચોપડીઓ વેચાતી મળશે.

મુંબઈ.—બાહારકોટ કાળકાદેવીના રસ્તા ઉપર શેઠ હરિશંકર દામોદર બુકસેલરની કુંપની, ડાકતર ધીરજરામ દલપતરામનાં દવાખાનાંની પાશે રેહનાર ઇશ્વરલાલ હીરાલાલ પાશેથી મળશે.

સુરત.—ગોપીપરામાં મેહતા ચીમનલાલ રતનલાલ, ઠાકોરદાસ ચાકેરરામ, તથા શેઠ ભીકાભાઈ પરભુદાસ ગુજરાતમિત્રનાં અધીપતી પાશેથી મળશે.

## ગ્રંથનાં નામ.

| | | રૂ૦ આ૦ |
|---|---|---|
| ૧ | ચાર દરવેશનો કીસ્સો ......... | ૧ — ૦ |
| ૨ | મુંબઈનો ભોમીઓ ............ | ૧ — ૦ |
| ૩ | સર્વ ઉપયોગી સૂચના............ | ૦ — ૮ |
| ૪ | લાર્ડ કલાઈવ .................. | ૧ — ૦ |